બનામે યઝદાં.

# ફીરદોસી-શાહનામું.

તમામ

ગુજરાતી રંગીન બએતોમાં

ભાગ ૮ મો.

રચનાર

રૂસતમ નઓશેરવાન માસ્તર

મુ તખલ્લુસ

બ

આદીલ.

ઈ. સ. ૧૯૨૨, જુલાઇ. કીંમત રૂા. ૨.

આ ફીરદોસી શાહનામું ગુજરાતી બએતોમાં ભાગ ૮ મો. નંબર ૨૩૭, બજારગેટ સ્ટ્રીટ, કોટ, મુંબઇ મધે આવેલાં "નવરંગ પ્રિન્ટીંગ પ્રેસ"માં તેના માલેક મી૦ અરદેશર ખરશેદજી દેશાઇએ છાપ્યું છે, અને ભીંવરડીવાલા બીલ્ડીંગ, વાડયાસ્ટ્રીટ, તારદેવ, મુંબઇ મધેથી મી૦ રૂસ્તમ નઓશેરવાન માસ્તર "આદીલે" પ્રગટ કર્યું છે.

# દીબાચો.

(બએત)

શુકર કેમ રબ તુજ અદા ના કરૂ?
ન કાં ખાકી સર ખાકમાં હું ધરૂ?
ખલકનો તું ખાવીંદ ખાલેક છે,
મિનોઇનો મઝહા તું માલેક છે.
રહયો છે તું કાયમ, ને રેહેશે ઝરૂર,
જુએ જે તુને, તુ તેનાથી ન દુર.
તારાં લાખો અહેસાન મુજ પર થયાં,
થયાં, થાય છે, ને થશે; જે રહયાં.
એવું જોમ મુજની કલમને દીધું,
પુરૂ આઠમું, જેથી વોલ્યુમ કીધું.

(આદીલ.)

શ્રી પાક દાદગર દાદાર સૃષ્ટિના સરજનહાર શુક્ર તુજ હઝારો હઝાર કે શાઅરાન શાઅર ફીરદોસી તુસીના ફારસી શાહનામાના સંગીન તરજુમાનુ ગુજરાતી રંગીન બએતોનું આં મારૂં આઠમું વોલ્યુમ બાહાર પાડવા માટે તેં મને ખરેજ ભાગ્યશાળી બનાવ્યો છે.

૧ આ વોલ્યુમ બાહાર પાડવા માટે જે લાંબા વખતનો ગાલો વચ્ચે પસાર થઇ ગયો છે તે માટેનો મારાં કદરદાન ઘરાકો તેમજ પ્રિય વાંચક વર્ગને ખરો ખુલાસો કરવાની હું મારી અઇન ફરજ વિચારૂ છું કે "નવરંગ પ્રિન્ટીંગ પ્રેસ"ના સહાસિક અને ઊમંગી માલેક મી૦ અરદેસર ખરશેદજી દેશાઇએ

પોતાનું બીઝનેસ એટલું તો બોહલા પ્રમાણમા વધારી દીધું છે કે તેને પુગી નહીંજ વળાયાથી અંતે અમેરીકાથી ખાસ એક મોટું પ્રિન્ટીંગ મશીન મંગાવી તેને વિજળીક બળથી હાલમાજ ચાલુ કીધું છે અને તે મશીન આવી પુગે તેટલા વખત સુધી મારૂ છાપવાનું કામ, તથા બીજા અનેક પરચુટણ કામો, એ ભાઇને ઢીલમા નાખવાં પડયાં હતાં. જે માટે હું મારાં માનવંત ઘરાકોની દરગુજર ચાહું છું.

૨ આ મારાં બીકટ કામને સરળ, તથા ફતેહમંદીની ઉંચી ટોંચે ચઢાવવા માટે ખાસ સખી વજુદ માનવંત **સર હોરમસજી કાવસજી દીનશાહ એડનવાલાનો** ભારે ઉપકાર માનુ છું તેમજં નિચલા સદ ગ્રહસ્થો, અને ધાર્મિક મંડળો કે જેઓ પણ મારાં અનેક વોલ્યુમો હર વખતો વખત ચાલુ ખરીદી લઇ મને કીંમતી મદદ આપે છે તેઓનો પણ માનપુર્વક આભાર માનું છું.

માનવંત સર જમશેદજી જીજીભાઇ ત્રાંન્સલેશન ફંડ.
" ઝરથુશ્તી જશન કમિટી.
" ઝરથુશ્તી ભાઇબંધ મંડળી.
" શેઠ જેહાંગીર બહમનજી પીટીટ.
" " કાવસજી જાલભાઈ શેઠ.
" " રૂસતમજી નાનાભાઈ બોઇસ.
" " નસરવાંનજી નાનાભાઈ બોઈસ..
" " ફીરોઝ સોહરાબજી ખંબાતા
બી○ એ○ એલ. એલ. બી○ વકીલ (આગરા)
" ખાનબહાદુર બી○ પી○ બેહરાંમજી (નાગપુર)
વીગેરે, વીગેરે.

૩ મારાં કદરદાંન અને માયાકુળ ઘરાકો સખી વજુદ બાંનુઓ અને ગ્રહુસ્થો કે જેઓના મુબારક નામો મારી રજીસટર બુકમાં આંમેજ છે તેઓનો પણ આ પ્રસંગે ભારે ઉપકાર માનુ છું.

૪ પ્રિય વાંચક! તું જોઇ શકશે, અને જાણી શકશે, કે આં મારૂ આઠમું વોલ્યુમ અર્પણ કરવા માટે, મેં કોણ, અને કેવાં આસાંમીની પ્રસન્નતા કીધી છે સખી તબેહ મરહુમ બાઈજી સાહેબ **જરબાઇ કાવસજી દીનશાહ એડનવાલાની**, કે જેમણી હમ કોમ પ્રત્યેની ભલી, ઉદાંર, અને તીવ્ર લાગણીના હઝારો હઝાર અહેસાનોના બદલામા મુજ અંતઃકરણના સાચા ઉભરા અને દીલેની ખરી લાગણીના જોશ સાથે માન સહિત આ વોલ્યુમ અર્પણ કરૂ છું.

ખાકસાર,

**રૂસતમ નઓશેરવાન માસતર**

**(આદીલ)**

# સાંકળ્યું.

પાનું


રૂસતમનું ખાકાને ચીન સાથનું દાસ્તાન ... ૧
ચંગેશનું રૂસતમના હાથ ઉપર માર્યું જવું ... ૪
ખાકાનનું હુમાનને રૂસતમની નઝદીક મોકળવું અને રૂસતમનું પીરાનને બોલાવવું ... ... ૭
પીરાનનું રૂસતમની આગળ જવું અને સુલેહ તથા લડાઈની વાત કરવી ... ... ૧૬
તુરાનીઓનું ઇરાનીઓની લડાઇ માટે વિચાર કરવું અને તે ઠરાવ ઉપર આવવું ... ... ૨૪
રૂસતમનું પોતાના લશકર સાથ ગુફતગુ કરવું ... ૩૨
ઇરાનીઓ અને તુરાનીઓનું લશકર ગોઠવવું અને એક બીજા સાથે લડાઇ કરવી ... ... ૩૯
રૂસતમની સંગલ સાંથની લડાઇ અને તેનું રૂસતમના હાથથી છુટી જવું ... ... ... ૪૭
રૂસતમની સાવેહ સાથની લડાઈ અને સાવેહનું રૂસતમના હાથ ઉપર માર્યું જવું ... ... ૫૩
ગહારે ગહાંનીનું રૂસતમના હાથ ઉપર માર્યું જવું ... ... ... ... ... ૫૪
ખાકાનનું પકડાવું અને તુરાંનીઓનું હારી જવું ... ૫૮
રૂસતમનું કયખુસરોની નઝદીક હદયા સાથે ફતેહમંદીનું નામું મોકલવું ... ... ૭૫
કયખુસરો તરફથી સરપાવ સાથ રૂસતમનાં નામાનો જવાબ ... ... .... ... ૮૧
અફ્રાસેયાબનું તુરાંની લશકરની હારથી વાકેફ થવું .... ... .... ... ... ૮૪
ફરીબોર્ઝનું સરપાવ સાથ રૂસતમની નઝદીક પોંહચવું અને રૂસતમનું "સુગદ" ઉપર

લશકર ખેંચવું અને "બીદાદ" શેહેરનો
કીલ્લો હાથ કરવો ... ... ... ... ૮૮
અફ્રાસેયાબનું રૂસતમના આવવાથી વાકેફ થવું
અને લડાઇની તૈયારી કરવી ... ... ... ૯૮
અફ્રાસેયાબનું પુલાદવંદને રૂસતમની લડાઇ
માટે બોલાવવું ... ... ... ... ૧૦૬
પુલાદવંદની ઈરાનનાં પહલવાનો સાથની લડાઇ ... ૧૧૧
રૂસતમની પુલાદવંદ સાથની લડાઇ ... .... ૧૧૪
અફ્રાસેયાબનું રૂસતમ આગલથી નાસી જવું
અને તેનાં લશકરના અરધા ભાગનું માર્યું જવું
તથા બીજા અરધા ભાગનું પનાહ માગવું ... ૧૨૪
રૂસતમ અને તુસનું ઇરાન તરફ પાછું ફરવું ... ૧૨૭
ખુસરૂનું અકવાંન દેવની લડાઇ માટે રૂસતમને
બોલાવવું ... ... ... ... ... ૧૩૩
અકવાંન દેવનું રૂસતમને દર્યામાં નાખવું ... ૧૩૯
ઘોડાઓને ચરવાની જગ્યામાં રૂસતમની અફ્રા-
સેયાબ સાથની લડાઈ, અને અફ્રાસેયાબનું
નાહસી જવું તથા રૂસતમના હાથ ઉપર.
અકવાંન દેવનું માર્યું જવું ... ... ૧૪૪
બેઝનની ભુંડા સાથની લડાઈની દાસતાન ... ૧૫૨
ગુરગીંને બીઝન ઉપર અદેખાઈ કરવી અને
તેને અફ્રાસિયાબની બેટી મનીઝેહના હાથમાં
સપડાવવો. ... ... ... ... ... ૧૬૩
મનીઝેહનું બીઝનને પોતાના મહલમા લઇ
જવું અને તેનું અફ્રસેયાબના હાથ ઉપર
કયેદ પકડાવું ... ... ... ... ૧૭૨
પીરાને અફ્રાસેયાબ પાસેથી બીઝનની ઝીંદગી
બચાવવા માટે દરખાસ્ત કરવી ... ... ૧૮૪

# અર્પણ પત્રિકા.

સખી તબેહ મરહુમ બાઇજી સાહેબ બાઈ જરબાઇ
કાવસજી દીનશાહ એડનવાલાને કર્તા તરફથી અંત
કરણના સાચ્ચા ઉભરાઓ સાથે.

(બએત.)

શું ગાઊ હું મુખથી સીફતનુ બયાન,
કલમ ઝઇફ મારી, ને કાસીર ઝબાન.

કરી નેકી જરબાઈ ગઈ નેક તું,
ખરી લાખ નેકોમાં થઈ એક તું.

ફીરેશતાઇ ચેહરો, ફીરેશતાઇ નુર,
ફીરશતાઈ ખસલત, ચલન નેક પુર.

ફીરેશતાઇ દીલ, ને જીગર પુર યકીન,
ફીરેશતાઓબી કહે હઝાર આફરીન.

દુઃખીઓ, ને દર્દોની, લેનાર દાદ,
ગરીબોને દીલથી જે કરનાર યાદ.

સખાવત એવી હાથ જમણે કરી,
કે જાણી નહીં હાથ ડાબે જરી.

કરી કામો હાતમ જેવાં જહાનમાં,
બુલંદ સ્થાન કીધું ગુરથમાનમાં,

કીધાં બેહસ્તના કામબી ખુદ બ ખુદ,
અશો જેના રૂહ પર હઝારો દરૂદ.

હવે આય વોલ્યુમ જેના નામ પર,
તનો મનથી અર્પણ તું આદીલ કર.

સખી તબેહ મરહુમ બાઇજી સાહેબ
જરબાઈ કાવસજી દીનશાહ એડનવાલા.



જન્મ ઇ૦ સ૦ ૧૮૩૭.

મરણુ ઇ૦ સ૦ ૧૮૯૭.

# રૂસતમનું ખાકાને ચીન સાથનું દાસ્તાન.

હવે અય અકલમંદ રઓશન રવાંન !
સિવા નામે યઝદાં ન ખોલતો ઝબાંન.

કે બસ તેજ છે નેકીનો રહનુમાય,
તેનાથીજ છે ફરતું આસ્માન આય.

થશે વખ્ત તું પરબી તારો પસાર,
કે આં જગ સિવા ત્યાં થશે સુખ અપાર.

થશે તુંબી એ વાતે એકમત નિદાન,
કહે છે જે બાસતાન પરથી દહકાન.

પડી જ્યારે ખાકાને ચીનને ખબર,
કે કામૂસ મુવો જંગ મયદાં અગર.

કશાંની, ને શકની, બલખના, દીલેર-
નો, દહાડો થયો સિયાહ, કામૂસથી ઝેહેર.

જોવા લાગ્યા મોહું તેઓ એક દીગર,
કે આં મર્દ જંગી અને પૂર હુંનર.

છે શું નામ આં નરનું, કોણ મર્દ છે?
કીઓ મર્દ જગમાં હમનબર્દ છે? ૧૭૯૫

પીરાં બોલ્યો સિંહ જેવા હુમાન પાસ,
આ જંગથી જીવ આજે ધરાયો છે ખાસ.

કે જંગ કરશે આપણના જંગીઓ કેમ ?
મગરમચ્છ મુવો જંગી જો આજ એમ !

નથી તે જેવો ગેતીમાં નાંમદાર,
વધુ તેથી પીલતન નથી કોઇ સવાર.

આં કામૂસ જેવાનીબી પેચે કમંદ–
થી, શકિત કરે જંગ મયદાંને બંદ.

ન શક જંગ દીવસ તે જો હાથીનું સર!
ધરીને અફાળે ઝમીનની ઉપર!

પછી ફઓજ ગઈ કુલ તે ખાકાન પાસ,
કે કામુસથી રડતી દરદમંદ ખાસ.

દોઆ દુ:ખથી પીરાને કીધી તે પર,
કે આસમાં બલુથી, એ ઉંચા ઝબર!

શરૂઆત, શેવટ, તેં આ જંગગાહ,–
નું સાંભળ્યું, ને જોઇ જંગે સેપાહ.
ઇલાજ આંપણાં કામોનો કોઇ ધર,
ન એખલો તું કોઇ સાથેબી વાત કર.

નિગાહ કર સેપાહમાંથી જાસુસો જોઇ,
છુપી વાત ઝાહેર કરે જે કોઇ. ૧૯૯૬
જુવે કે તે છે શેર દીલ મર્દ કોણ
આ લશકરમાં એનો હમન બર્દ કોણ?

પછી સરવે મરવાને થઇશું તૈયાર,
ધસારો લડઈગાહમાં કરશું અપાર.
તો ખાકાને ચીન બોલ્યો પીરાન પાસ,
નથી કાંઇ આ દર્દનો ખઓફ ખાસ.

કે છે હાંણીકારક દીલેર આય કોંણ?
કમંદ પેચે ધરનારો, શેર આય કોંણ?
કઝાથી ન જો કે છે ચારો લગાર,
ન ખાહેશની રાહ, કે ન વિન્તી અપાર.

આવ્યા સરવે માદરથી મરવાને ખાસ,
લાચારીએ ગરદન જુંકી તેની પાસ.

ન આંસ્માની ગરદીશથી બચતો મગર,
ગો હાથી પટકતો ઝમીંની ઉપર.

કરો દીલ ન ગમગીં તે માટે ઝબર,
મુવો પેચ નિચે કમંદના તે ગર.

હું તેને, થયો જેથી કામુસ હલાક,
પછાડશ, કમંદ પેચે બાંધીને ખાક.

બનાવશ નદી વેહતી શેહેરે ઈરાન,
અફ્રાસ્યાબના દીલની ઈચ્છા સમાન. ૧૭૯૭

કીધા ભેગા લશ્કરથી નાંમી અપાર,
શું મરદાંને મદો, ને "[૧]ખંજર ગુઝાર."
ને બોલ્યો તીરનદાઝ આં જંગી યાર,
કમન્દે દીલેરોને ધરતો સવાર.

જગા તેની છે ક્યાં? કરો તે નઝર,
સેપાહની છે ડાબે કે જમણે મગર.

તથા શેહેર પૂછો, અને તેનું નામ,
પછી ઘાટ તેનો ઘડીશું તમામ.

તો શાહનો વફાદાર જંગી સવાર,
ધરી હાથ એ કામ, પડયો બહાર.
તે ચંગેશ હતો, જે ઉઠાવનારો નામ,
હુંનરમંદ, બાહદુર, હતો થામેથામ.
તે ખાકાનને કહે અરે નામદાર!
છે જગ તારી મોહબતની ગરઝી અપાર.

હશે ગોં નરે સિંહ, હું બેજાં કરશ,
જેવારે કે સર તફ મયેદાં કરશ.
કરશ જંગ તનહા હું પોતે મુદામ,
ઈરાંનું હું લાવશ શરમમા આં નામ.

૧ ખંજરના મારનારા.

શુરૂ લઈશ કામૂસનો કીનો તમામ,
કઆ બાદ લાવીશ ખરૂ તેનું નામ. ૧૭૯૮
સીફત કરવા લાગો તે ખાકાને ચીન,
કે ચંગેશે તે પાસ ચુંમી ઝમીન.
કહયું તેને લેશે જો કીનો તું ખાસ,
બુલંદ તેનુ સર, લાવશે મારી પાસ.
ગોહર તુને એટલાં દેવશ ગંજથી,
ન રેહશે કશી હાજતો રંજથી.

## ચંગેશનું રૂસતમના હાથ ઉપર માર્યું જવું.

સુની વાત ખાકાને ચીનંની જેવાર,
ચઢાવ્યાં ભવાં તેણે ગુસ્સે તેવાર.
દોડાવ્યો જહાંજોયે ચંગેશે અસ્પ,
ને આવ્યો જેવો કે તે આઝરગોશસ્પ.
ગયો જંગ કરવા ઈરાનીઓ પાસ,
કે ઠેળીથી લઈ તીર ખદંગીને ખાસ.
કહયું જંગગાહ છે આં મારી ઝબર,
છે મુજ હાથ સઉ નાંમદારોના સર.
કમંદદાર પહલવાંન [1]કામુસગીર,
કભી જે 'કમંદ' તો કભી ફેંકે તીર.
અગર જંગગાહમાં તે આવી જશે,
જગા તેની ખાલી આં તીરે થશે.

૧ કામુસને પકડનારો.

ફર્યો ડાભી જમણી તે ચોપાસ ત્યાં,
ને બોલ્યો પેલો જંગી છે શેર કયાં? ૧૭૯૯

જગાથી તહમતન ઉભો ગુર્ઝ લઈ,
ધર્યા પગ રખશની ઉપર સ્વાર થઇ.

કહયું જંગી મારનારો હુંજ [1]શેરગીર,
કમંદો, કમાં, ગુર્ઝ, ધરનારો તીર.
તુને હમણાં કામુસ જંગી સમાન,
સોંપુચ ખાક ભરવાને આંખો મેયાન.

કહયું ત્યારે ચંગેશે તુજ નામ શું?
છે બુન્યાદ કોણથી, ને છે કામ શું?

કે જાણુ જેથી જંગને દીન અપાર,
રેડયું ખુન કોણનું, ઉડી ગર્દ જ્યાર?

કહયું રૂસતમે કે અરે બુરાં બખ્ત!
નહીં પુલ લાગો કદી તે દરખ્ત.

જે તું જેવુ ફળ આપતું હોય ચમન,
જેની હોય મેવામાં ગંત્રી તદન.
કઝા તારી, મુંજ નામ, નેઝાનું સર,
છે તુજ ટોપ બખ્તર કફન તુજ મગર.

તુરત આવ્યો ચંગેશ હવાની સમાન,
બે ગોશાનો ચિલ્લો ચઢાવ્યો કમાન.
કમાં ઝુલ્મીની ગોયા વાદળ સમાન,
હરીફ ઝીરેહ બખ્તરનો ભર્યો નિદાન. ૧૮૦૦

કહયું તેંણે કે અય દીલાવર સવાર!
તું થોભ, જંગથી જીવ ધરાશે આં વાર.
ધરી ઢાલ સર, જોયું જો રૂસતમે,
કે વિંધશેજ બખ્તરને તીર આં સમે.

૧ સિંહોને પકડનારો.

નિગાહ કીધી ચંગેશે પીલતન ઉપર,
ચમનનું સરવ સીધું, કદમા ઝબર.
ગોયા કોહ નિચે કોહ હતો રખ્શ પર.
જે ખેંચવાથી થાકતો હતો ના મગર.
દીલે ચાહયું ચંગેશે નાહસ્વા અગર,
ભલં, પોતે જંગ કરવા કરતાં ઝબર.
માર્યો એમ કહી ત્યાંથી ઘોડો તે વાર,
સેપાહમાં જવા નાહસી કીધો વિચાર.
મગર આગ સમ તે દેલાવર સવાર,
દોડયો રખ્શ લઈને, પૂઠે નાંમદાર.
આવ્યો પાસે રૂસતમ, ગોયા હાથી મસ્ત.
થયું મયેદાં ચરચાભર્યું જેથી સખ્ત.
ધરી મુંઝી ચંગેશનાં ઘોડાની દુમ,
જેને જોઇ થઈ એ સેપાહ ગુમસુમ.
થોભાવ્યો થોડીવાર, ધભરાયો સખ્ત,
પટકયો ઝમીને, પછી તેજ વખ્ત. ૧૮૦૧
ઉડી ગઈ કોલાહ માગી માફી મગર,
નાખ્યો ખાકમાં તહમતને લઇ ઝબર.
તુરત સર કીધું તનથી જુદું મુદામ,
મુરાદો, વિચારો. થયા દુર તમામ.
ઝર્મીને ઈરાંના બધા નામવર,
દોઆ કરવા લાગા તે પહલવાન પર.
થયો ગમગીં ખાકાનબી ત્યાં ઝબર,
ઊંધાં બખ્તની ચાલે ગુસ્સે મગર,
ફર્યો બેહુ સફમાં તહમતન તે વાર,
ધરી હાથમાં નેઝો એક આબદાર.

## ખાકાનનું હુમાનને રૂસતમની નઝદીક મોકળવું અને રૂસતમનું પીરાનને બોલાવવું.

હુમાં પાસે બોલ્યો તે ખાકાને ચીન,
છે આંપણુ લીધે તંગ ઝમાનો ઝમીન.
મગર નામ, આં નાંમ્વર પહુલવાંન,-
તું, મેળવ જઈ પાસ રઓશન રવાંન.
એરણુ હું નથી કાંઇ, બોલ્યો હુમાન,
નથી દાંતનો હાથી જંગ દરમેયાન.
ન કામુસના જેવો દીલેર આં જહાન,
ન ઘીરૂજથી લડનારો કોઈ તે સમાન.
ધર્યો તેને આં સ્વારે પેચે કમંદ,
ન હલકો સમ્જ તું, આં જંગી બુલંદ. ૧૮૦૨
છતાં જાઉં, શું ચાહે છે દાદગર?
ફતેહ જંગ મયદાં કરેચ કોણુ ગર?
આવ્યો તંબુમાં વા મીસાલે ઝબર,
બીજી જાતની ટોપ લઇ સર ઉપર.
જુદો ઝુંડો, ઘોડાબી લીધો દીગર,
જુદી ઢાલ, બખ્તરબી જુદું મગર.
તે આવ્યો, ને પુગ્યો જો રૂસ્તમની પાસ,
તો થોભ્યો, જોઈ બાઝુ ગર્દનબી ખાસ.
કહયું તેણે રૂસતમને અયે નામદાર!
કમંદદાર, પહુલવાન, જંગી, સવાર!
કસમ રબના છું શાહી તખ્તે બેઝાર,
જોયોચ તું જેવો એક લડાયક જેવાર.

છે કોણ એવો, શોધે તુંથી જંગ અગર?
જવા દે તું ધુળ તેની કાઢયા વગર?
તારા જેવો અફસર, સેપાહમાં ઝબર,
ન હું જોતો બાહદુર કોઇ નામવર-
દીલેર, જે કરે જંગ એટલી અગર,
ને ધુળ કાઢે સિંહોનાં દીલની ઝબર.
તારૂ શહર, બુનીયાદ, અને તુંજ મુકામ,
કહે કોણ અવલાદ, અને તારૂ નામ. ૧૮૦૩
સેપાહે ઇરાંમા કોઇ તું વગર,
ન જોતો હું, રાખે લડઇનું જીગર.
મને જંગી મર્દોની ઉપર છે ભાવ,
ખસુસ કે ધરાવે જે ચિત્તા સ્વભાવ.
હવે કહે મને તું જો પોતાનુ નામ,
ઝમીં, મુલ્ક, ખાનદાંન, તારૂ મુકામ.
કરી એમ મુજ પર તું કરશે આભાર,
ને દુર કરશે દીલની ફીકર બેશુમાર.
તો દઇ જવાબ તેને, કહે પહલવાંન,
કે અયે નામવર જંગી રઓશન રવાંન.
તું કાં મુજને કેહતો નથી તારૂ નામ?
ઝમીં, શહર, અને મુલ્ક, તારૂ મુકામ?
પૂછે છે નિશાં નામ શું મારૂ યાર?
ઇરાની ઝમીનનો હું છું નામદાર.
ચીના, તુર્ક, પર કીનો લઉં જંગ મેયાન,
કરૂ તંગ પશંગના પીસર પર જેહાન.
તું શા માટે આવ્યો છે હયાં મારી પાસ,
ખુશાંમત, ને નર્મીની, લઇ વાત ખાસ.

સુલેહ કરવા ચાહતો તું હોય જો સહી,
કુરીશ કર, તેથી જંગ અટકશે નહી. ૧૮૦૪
તું જો, ખુન સ્યાવક્ષનું રેડયું તદન,
ને હમ પર કીનાની લગાડી અગન.
ખુનોથી ગુદર્ઝીઓનાં નામેવર,
વધાર્યું છે નુકસાંન, નુકસાંન પર.
અમીરો હતા જેઓ સ્યાવક્ષ પાસ,
લડત ના ચલાવી, રહયા ચુપ ખાસ.
ખુની બેગુનાહ સરના લોહીનો તે,
તું જો ફ્રુઓઝે તુરાંનીમાં કોણ છે?
ઘોડાઓ સજેલા, ને માણુસબી તે,
કે અસબાબ સંગ લાવ્યો ઇરાંથી જે.
તે સરવે જો મોકળો ફરી મારી પાસ,
ન ઇચ્છા કરશું જંગે તુરકીની ખાસ.
પછી તો તમો દોસ્ત છો મુજ તમામ,
મારી રાહ રસમનાં તમે સઊ મુદામ.
ન દોડશ કીના પર, નહીં જંગ કરશ,
સરદારોના સર ખાકમાં ના ધરશ.
પછી કહીશ હું સર્વ કયખુસો પાસ,
મગઝ, દીલ, કીના દર્દે ધોઇશ ખાસ.
હું મોકળશ ગુનાહગારોને શાહા પાસ,
કદી મેહેર આવે, ગુન્હા બક્ષે ખાસ. ૧૮૦૫
કહું નામ તેંમણા તું પાસે તમામ,
કે ફળજો ન તેંમણી મુરાદો કે નામ.
કીનો ગર્સીવઝથી છે પયેદા નિદાન,
જેણે દુઃખી ગમગીં કીધુ છે ઇરાન.

ગોરૂઇઝેરેહ, કે જે માયા ને દાદ-
થી, પયદા નથી જેની કુબજો બુન્યાદ.
એઓથીજ થયો સિયાવક્ષ પર સીતમ,
ખરાબી એઓથીજ થઇ દમ બ દમ.
તથા જાંણે તું જેબી તુરની ઓલાદ,
બદી જાણી જોઇ કીધી જેંણે યાદ.
ને જે કોઇએ દીલ મગ્ઝે અફ્રાસેયાબ,
બગાડી, રેડયું હોય લોહી ગોયા આબ.

બીજા કોઇ કે ઇરાનીઓ સંગ અગર,
કીનો નહીં, છતાં કીને બાંધી કમર.

બુઝર્ગોબી વેસે તુખમનાં ઝરૂર,
બે મોંઢેના, કરનારા સઉથી ફીતુર.

શું હોમાન, લહહાક, ફરશીદવર્દ,
શું કલબાદ ને નસ્તીહુન, શેરમર્દ.

કહયું મેં, કરો તે પુરૂ સર બ સર,
કરો ઠંડો કીનાનો જુસ્સો અગર. ૧૮૦૬

તો કીનાનો દર બંધ કરૂ મુલ્ક પર,
ન પેહરવું પડે કાંઇ બખ્તર ઝબર.
જુદી મતલબે હોય બોલતો મગર,
કરશ તાઝો જુનો કીનો જંગ ઝબર.
કસમ નાંમી ખુસરૂના સર જાનના,
કરશ હું ફના મુલ્ક તુરાનના.
ન રાખશ હું સંગલ કે ખાકાને ચીન,
ન એક જણુબી જંગીએ, તુરાં ઝમીન.

છું હું એક ઇરાનીઓમાં નાંમવર,
પડીચ જગે સિહોની આંદત ઝબર.

કીધાં છે મેં તનથી જુદાં કંઇક સર,
કફન ના મળ્યાં, સિયાહ ધુળના વગર.
કે જોયો છે મુંજને તેં આં જંગગાહ,
છે એજ રીત મારી, અને એજ રાહ.
નથી કરતો આગળથી વાતો મગર,
શુરૂ, અંત, જોતો ન કીનાં વગર.
કહયું સર્વ તેપર ઘણું ધ્યાન ધર,
અને આં કબુલ સારી વાતોને કર.
એવું સમજીને સખ્ત ડર્યો હુમાન,
ને ધ્રુંજયો તે ઝાડોના પાનો સમાન. ૧૮૦૭
સુની એવી રૂસતમની વાતો મુદામ,
કીનો જોયો ખેશીના વાંકેજ તમામ.
પછી દીધો હુમાને એવો જવાબ,
કે અય શેર દીલ મર્દ જંગી શીતાબ !
આવું કદ, ને ઉંચાઇ, ને ઝોર સખ્ત,
તો લાયક છે તુનેજ ઇરાંનુ તખ્ત.
નથી તું કોઈ દાંના જંગી વગર,
યા છે માહાન ઇરાંનો કોઈ નામવર.
પુછી તુંએ બુનીયાદ, ને મારૂ નામ,
ન દીલથી કબુલી મુજ ઇચ્છા તમામ.
ગુરેકુહ છે મુજ નામ તો અય દીલેર !
પીદર છે બુસેપાસબી મર્દ શેર.
આવ્યો છું હું તો દુરથી સંગ સેપાહ,
સિપાહી બની આવ્યો છું જંગગાહ.
કે જાણી તુએ મારી બુન્યાદ, નામ,
ઘટે તારૂબી નામ કેહવું તમામ.

એ માટેજ તુજ નામ માગું છું યાર,
કરૂ જગમાં ઈચ્છાઓ તુજ આશકાર.
હવે જો તું આપે મને તારૂ નામ,
ફરૂ પાછો ખુશહાલ મારે મુકામ. ૧૮૦૮
કહયું જંગગાહુમા તુંએ જેબી ખાસ,
તે કેહવશ હું સરવે આં લશકરની પાસ.
કેહવશ પાસે મનસુર ખાકાનેચીન,
બુઝર્ગો, ને જંગીએ તુરાં ઝમીન.
કહયું રૂસતમે પુછ ના મારૂ નામ,
તેં જોયું છે જેબી, તે કેહજે તમામ.
દયા મુજને આવે છે પીરાં ઉપર,
જળેચ તેની માયાથી મારૂ જીગર.
ખુને સિયાવક્ષ, તેનું ફાટેચ જીગર,
સબુરી ભર્યો તુર્કીમા છે તે નર.
મોકળ તેને જલ્દીથી તું મારી પાસ,
કે જોઇએ ઝમાનો ફરેચ કેમ ખાસ.
તો હુમાન બોલ્યો અરે નામદાર!
છે આતુર જો પીરાંના જોવા દીદાર.
તો જાણે શું પીરાનને, કલબાદને,
ગોરૂઇઝેરહને, ને પોલાદને.
કહયું વાત પુછે છે એટલી શુ કામ,
ચઢાવ વેહતું પાણી ન ઉંચે તમામ.
નથી જોતો? લડવાનું ભારે સેપાહ-
થી, છે તારે આધારે આં જંગગાહ. ૧૮૦૯
હુમાં તુર્ત ફર્યો તે વખ્તે શીતાબ,
ગયો રંગ મોંઢાનો, ચેહરાનું આબ.

બોલ્યો પીરાં પાસે કે અય નેક બખ્ત!
આપણુ પર આવી પડયું છે કામ સખ્ત.
છે શેર દીલ ઝાબુલી રૂસતમ ઝરૂર,
ઘટે ફઓજ પર કરવી માતન ઝરૂર.
ઘણી વાતો સમજી, કહયા બહુ સુખન,
કીધી યાદ સઉની બદીઓ તદન.
રે! ભાઇ, અવલતો લીધું મારૂ નામ,
કીના માટે સ્યાવક્ષના બોલ્યો તમામ.
ને ગઇ ગુજરી વાતો કીધી તેણે યાદ,
શું વયરાની, આબાદી, ઇચ્છા, કે દાદ.
બેહરામ માટે, ને તુખ્મે ગોદરઝેયાન,
દરેક માટે, જેને કે પોંહચ્યું ઝેયાન.
સિવા તુજ કોઇની ન જોઇ મહર,
ઘણી વાત બોલ્યો, કીધો ખુશ ચહર.
સેપાહથી તે તેડે છે તુને આં વાર,
નથી જાણતો, દીલમા શુ રાખેચ વિચાર?
તું જા, કે જોસે નેઝોબી તેને દસ્ત,
ગોયા પાહાડ પર પાહાડ બેઠેલો સખ્ત.
છે બખ્તર ગોરઝ સાથે બબેબયાન,
ને ઝીન નિંચે છે મસ્ત હાથી નિદાન.
તું જોશે હું ખોટું ન બોલ્યો લગાર,
તેની તેગથી આગ રઓશન અપાર.
ના હટશે, ન જોશે તુને તે અગર,
તારેજ માટે ઉભેલો છે ત્યાં મગર.
તેને જોઇ કરજે તું વાતો નરમ,
ના શમશીર લેતો, થતો ના ગરમ.

પીરાંને કહયું ત્યારે અય નાંમવર!
વખત મારો આવ્યો, મને છે એ ડર.
જો છે રૂસતમજ તેગ મારનારો સખ્ત,
તો આપણો છે મયદાંમા માતમનો વખ્ત.
ઝમીં મુલ્કમાં લાગી છે આગ હાય!
ન જાણું, કીધું શું બુરાં બખ્તે આય?
આવ્યો પાસે ખાકાનની ચશ્મેતર,
દીલે ગમ ને ગુસ્સો તુટેલે જીગર.
કહયું વખ્ત આવ્યો હવે મારે સર,
લહાયક દીલેર જંગીઓથી મગર.
બોલ્યો ત્યારે તુંન્દીથી ખાકાને ચીન,
ન થા સુસ્ત પહલવાને તુરાં ઝમીન! ૧૮૧૧
તેનું તન નથી કાંઈ પોલાદ, સંગ,
કે આપણું નહીં કર્યે તેનાથી જંગ?
કહયું તેણે અયે શાહ ઉતાવળ ન કર,
હવે વાતો આપણુની થઇ છે દીગર.
વખત આયો કામુસ જેવા જંગી સર,
ત્યારેજ મારાં દીલને થયો શાક ઝબર.
કે રૂસતમજ કીલ્લો આં પોલાદી છેક,
કમંદ ડોરના જેની ફાંસા અનેક.
ચઢી આવે પાણી, યા અફ્રાસેયાબ,
નહીં પીઠ જોશે તેની કોઇ ખાબ.
ધરાય છે તેની જંગે દેવો અનેક,
શું મર્દોનું મયદાં, કે શું મર્દ એક.
તે ઝાબુલમાં ભારે દમાંમદાર છે,
તથા સિયાવક્ષનો ઉછેરનાર છે.

પીદર સમ તે દુઃખથી લડે છે આં જંગ,
કરે છે [1]જહાંજોય ઉપર ગેતી તંગ.
બોલાવેચ મને ફ્ઓજ ભારીથી આય,
ન જાણું કે મુજથી શું પીલતન ચહાય?
શું માગે છે? જાંઉ ને જોઉ નિદાંન,
કે ગમથી ઉડી જાય છે મુંજ રવાંન. ૧૮૧૨
કહયું ત્યારે ખાકાને જા તેની પાસ,
ઘટે તેંમ નરમીથી કર વાત ખાસ.
અગર માંગે દોસ્તી કરી [2]દસ્તગાહ,
વધાર્યે કાં મયદાંને રંજે સેપાહ?
તું ફર પાછો હદયો કબુલી ઝબર,
ઝરૂર શું એવી જંગ કરવા મગર?
છે પણ ચમેં ચિંત્તા નિંચે તેનું તન,
તો છે ખ્યાલ તેનો લડઇનો તદન.
આપણુઅી તેંવારે બધા કરશું જંગ,
અને કરશું મયદાંને જંગ તેને તંગ.
ભરૂસો તે યઝદાંનો રાખી તમામ,
કર્યે જંગ ભેગાં કુવતથી મુદામ.
કે જયાં સુધી તનમા રહે આં રવાંન,
કદી જીવ દઇયે, કદી લઇયે જાંન.
ન તન તેનું કાંસુ કે લોહું ઝબર,
નથી ગોશ્ત, લોહી, ને બાલો, વગર.
નથી લડવું તે જંગ હવામાં અગર,
તો કાં બાળે દહશતથી, દુઃખથી જીગર?
સમજ, ખાયે છે લોહું પત્થર મુદામ,
તો પણ તીર નેઝા ભોકાશે તમામ. ૧૮૧૩

૧ યાને અફ્રાસેયાબ પર. ૨ હાથમાં હાથ લઇ.

તેના એક મર્દે, છે ત્રણસો અહીં,
તો ગમ કરવો મયદાંને જંગમા નહીં.
તથા મર્દ ઝાબુલી આં નામદાર,
ન જંગમા છે હાથીથી ઝયાદા લગાર.
બતાવશ રમત તેને હાથીની અહીં,
કે આવશે ફરીથી તે લડવા નહીં.

## પીરાનનું રૂસતમની આગળ જવું અને સુલેહ તથા લડાઇની વાત કરવી.

ગયો ત્યારે પીરાં, ભર્યો દુઃખ ડર,
થતું કામે રૂસતમથી ટુકડા જીગર.
આવી લાગ્યો ઇરાં સેપાહની જો પાસ,
કે બોલ્યો લડાયક એ સરદાર ખાસ!
સમજ્યુંચ કે આં ફઓજથી બેશુમાર,
મનેજ તુરકીઓમાંથી તેર્યો આં વાર.
હું આવ્યોચ હવે આંય લશકરની પાસ-
તે લશકરથી, શું ચાહે છે મુજથી ખાસ?
સર અફરાઝ રૂસતમને થઇ એ ખબર,
કે આવ્યો છે તુર્કોથી એક કીનાવર.
આવ્યો ફઓજ આગળથી તે તેની પાસ,
કોલાહ માંથે પોલાદી મુકીને ખાસ.

કહયું તેને અય તુર્ક તુજ નામ શું?
હયાં આવવા છે ખાહેશ અને કામ શું? ૧૮૧૪
જવાબ એમ દીધો છું પીરાન હું,
આં સઉ નાંમદારોમા સરદાર છું.
મને તેયોં વેસેના હુમાન પાસ,
ઝણાં ખુબીઓથી સજાવીને ખાસ.
તું પર દીલ ગયું દોડી અય પહલવાન!
કહે, કોણ તું? નાંમદારો મેયાન.
કહયું એમ કે છું રૂશતમે ઝાબુલી,
છું ખંજર ને બખ્તરનો સજ કાબુલી.
સમજ્યું પીરાંને, બોલ્યો સરફરાઝ,
નિંચે આવી ઘોડેથી કીધી નમાઝ.
કહયું તેને રૂસતમે અય પહલવાંન!
દોઆ તુંપર [1]ખુરશીદે રઓશન રવાંન.
ને માં થી, જે બેટીએ અફ્રાસેયાબ,
જુએય રાત ભર તારી માયાના ખાબ.
કહયું પીરાંને કે ઓ પીલતન ઝબર!
દોઆ રબ્બની, ને અંજુમનની, તું પર.
ને આફ્રીન નેકીના રબની તું પર,
ફલક ચાલુ રેહજો તારા હુકમ સર.
પનાહ જેથી છે, તે ખુદાનાં શુકર,
કે જોયો હયાં જીવતો તુને મે અગર. ૧૮૧૫
ઝવારેહ, ફરાંમર્ઝ, દસ્તાંને સામ,
મુરાદો ભર્યાં દાંના દીલના તમામ.
ન જગ હોતી જેઓની હાજત વગર,
હશે તન દરૂસ્ત, શાદ દીલ, નામવર.

3. ૧ યાને રોશન જીવનાં ખુસરો તરફથી.

હું બોલું, કરે ના જો ગુસ્સો ઝબર,
[1]ગીલા કરે માલીકની નોકર અગર.
મેં રોપીયું તુ બાગ અંદર એવું શજર,
ફળો જેના લોહી, આવ્યાં પાંનો ઝહર.
સીંચ્યું આબ આંખોનું ખેંચીને રંજ,
હતી મારી ઝીંદગી ને તેજ મારો ગંજ.
તેથીજ આવે છે મુજ ઉપર દુઃખ અટળ,
ઉતારની જગો આવે છે ઝેહરી ફળ.
મને ગણતો સ્યાવક્ષ પીદરની મીસાલ,
બદી સાંમે જાંણતો હતો મુજને ઢાલ.
હું બી ગણતો સ્યાવક્ષને બેટા સમાન,
સરો, ચશ્મ, જીવથી, વધુ બેગુમાન.
તેને દીધી મેં મારી બેટી, મહલ,
દીપે જેથી ખાંનદાંની કીર્તિ અસલ.
ફરૂદ હતો મુંજ માટે ખાંનદાંનથી,
દોઆ જેને દેતો દીલો જાંનથી. ૧૮૧૬
માર્યો લોકે મુજ બેટીની સાથ કેમ?
તું તો કેહશે મુંજને, તું લાયક છે એમ.
ઘણી રંજ, સખ્તી, અને દુઃખ મગર,
મેં ખેંચ્યાં છે શાહ અંજુમનથી ઝબર.
ગવાહ છે આં ગેતીમાં યઝદાંન તે,
ગવાહ કરવો રબને બુરૂ જોકે છે.
થયો છે એ વાતે વખત કંઈ પસાર,
શીખામણો દાંનાથી સગજીચ અપાર.
બદી ના કીધી કોઇ જગેહ મેં લગાર,
એ કામે ઉઠાવી છે રંજો અપાર.

૧ ફર્યાદ.

વધુ ખુસરો માટે તો, અય પહેલવાન!
એ આગમજ ઉઠાવી છે રંજો નિદાન.
કે ખુસરૂથી જેથી તે અઝદાહને હાથ,
બચ્યો મારા ચારા ને કેહવાની સાથ.
પેદા માંથી ખુસરૂ થયો જ્યારથી,
છે દીલ શાદ મુજ તેના દીદારથી.
મારી વાતનો છે શાહા ખુદ ગવાહ,
તથા મુજ અકલ જેમ હેતીતી રાહ—
તેમજ, રાત દહાડો તુરક શાહ પાસ,
વખત બે વખત ચુપ રેહતો ન ખાસ. ૧૮૧૭

કેહતો મુજને સરદાર અફ્રાસેયાબ,
શું ચાહતો નથી? કર્યું આરામ ખાબ?
તેનાથી શેવટ પૂગશે હાંની અપાર,
નથીજ માણતો તું તો વાતે લગાર.
તેનું બાપ સમ કાપવું જોઇયે સર,
ન તો જોશે તેથી શું પૂગેચ [1]ઝરર.
કહયું છે નજુમીએ મુજને તદન,
બદી એથી આવશે સરે અંજુમન.
તો કેહતો હું અય શાહા [2]આલા ગોહર!
નજુમીમાં કાં બાંધે છે દીલ ઝબર?
પનાહ રબની, ખાહેશ રબની તું ઘર,
છે રેહનુમાં નેકીનો તે સર બ સર.
વિચાર એક મત કરતો મુજ વાત સાથ,
ચારા સેંકડોથી ખેંચી લેતો હાથ.
ગયો ખુસરૂ ઈરાન જ્યારથી મગર,
છું ત્યારથી હું દીન રાત બંદમા ઝબર.

૧ નુકસાંન. ૨ ઉંચી બુનીયાદ.

તે તેઝી, ને તુન્દીથી, ગુસ્સાને ઝહર,
બધા દહાડા મુજને એ વાતે મગર-
કહેચ, તેંજ નાંખી બુરાઇ મુજ ઉપર,
તુંએજ ખ્વાર ટોલામા કીધો ઝબર. ૧૮૧૮
પેલી તર્ફ રાખે છે ખુસરોખી ખીજ,
એવું લાવ્યું ફળ મારી નેકીનુ બીજ.
કસમ પાક યઝદાંના, ખુરશીદો માહ,
આં ફરતાં ફલકના, ને તાજો કોલાહ.
કે માતમ ન ગઈ મુજ અયેવાનથી,
ઉઠેચ શોલા આતશના મુજ જાનથી.
કરેચ લોહી, આંસુની જગ્યે પ્રવેશ,
ગીરફતાર વઈદોમા છું હું હમેશ.
એ કામેતો આવ્યો છે મુજ પર [1]ગઝંદ,
ન મરઝીથી આંસમાન ચાલ્યું બુલંદ.
સયાવક્ષના કામે જો વાકેફ થયો,
બદી નેકીથી હાથ ખાંચી રહયો.
બુલંદ શાહો બે, મુલ્ક બે વચ્ચે હું,
હાજતમંદ છું, રડતો છું, ખ્વાર છું.
બચાવી ફરંગીસ જીવથી મે સખ્ત,
પીદર ચાહતો કરવા પુરો તેનો વખ્ત.
છુપાવી તેને રાખી મારે મકાન,
ગરઝ કોઈ પડવા ન દીધી નિદાન.
તેના વેરે મુંજ જાંન માંગેચ મગર,
ને માંગે છે મુજ પાસે શત્રુના સર. ૧૮૧૯
દુ:ખી બે તરફથી છું અય પહલવાન!
બે ટોલાની વાતે છે [2]પુર સર નિંદાન.

૧ રંજ. ૨ યાનેતાના ટપલાથી માંથુ ભરેલુ છે.

નથી નાસવા રાહ અફ્રાસ્યાબથી,
નથી જગ્યા રેહવા સુખે ખાબથી.
ખઝાનો, મુલક, જાંનવરનો છે ગમ,
નથી જોતો હયાંથી જવા કોઈ ગમ.
ઝનાનો, ને બેટાઓ, છે બહુ મુદામ,
દરેકથી છું બંધાયલો, ઝખ્મી, તમામ.
અગર જંગ ફર્માવેચ અફ્રાસેયાબ,
તો રેહતો ન હરગેઝ આંખોમા ખાબ.
ને લાચારે ખેંચુ છું લશ્કર મગર,
નથી દીલ કરતો તેના હુકમ પર.

દયા મુજ ઉપર કરવા જગ્યા છે સખ્ત,
ન જંગનો, કે સફનો, હવે કાંઈ વખ્ત.

ગમો દર્દ આવતે નહીં દીલ ઉપર,
કે પીલસમના મરવે; તુંબમથી અગર.
સીવા તેના કંઈએક જંગી સવાર,
ધરાતા ન જંગથી જેઓ કોઈ વાર.

છે ડર જીવનો શેવટ મને બેશુમાર,
શું કહું ગંજ ફરઝંદો માટે અપાર?

ખુદાને તું ખાતર અરે પહલવાંન!
ન મારાથી કરતો તું ગુસ્સે રવાંન.
બહી મારાં ખેશી વિષે કઇ ન ધર,
તે ગેતીનાં સાહેબથી ડરજે મગર.

કસમ જાંને સ્યાવક્ષના, મઓત એ-
ભલું, ટોપ તલવાર બખ્તરથી છે.

ટોળાં થઈ જો લડશે દીલેરો અગર,
તો જોશે તું લાશોના ડુંગર ઝબર.

કશાની, ને શકની, ને સકલાબી, હીંદ,
કે આં મુલ્કથી લઈને દર્યાએ સીંદ.
સિયાવક્ષના ખુનથી છે સઉ બેગુનાહ,
જો કે ફ્રેઓજ લઇ આવ્યો છે જંગગાહ.
સુલેહ છે પસંદ, જંગ કરતાં તમામ,
ન એ માટે કરવું ઘટે તંગ કામ.
કહે, શું જુએ છે એ દાંના નિદાન?
તું છે જંગ અને મરદીમાં શકિતવાન.
પીરાંથી સુની રૂસતમે વાત જ્યાર,
જવાબ તેને ગમતો ન દીધો તેવાર.
તે બોલ્યો કે આં જંગગાહમાં મગર,
મે શાહના દીલેરોથી બાંધીચ કમર. ૧૮૨૧
સીવા નેકી તુંથી નથી જોતો હું,
જો નિરદોષ તુરકીઓમાં હોય તો તું.
થતું તુંથી રાસ્તી સીવા ના નિદાન,
સીધું તું ચલાવવાને ચાહેચ તુરાન.
કે ચિન્તોબી સમજે છે ઝગડો ને જંગ,
નથી ઠીક, ગનીમત કરેચ કોહો સંગ.
જો શાહોના સરના કીનાની ફરઝ—
પડે, ત્યારે તીરોના મેહની ગરઝ.
સુલેહ માટે કરવાં છે બે કામ હાલ,
છે લાયક કે નહીં, તે કરી જો ખેયાલ?
અવલ એ કે જે કોઇએબી ખુને શાહ—
રેડયું, બેહુદાપણથી આ જંગગાહ.
તેને બાંધી મોકલાવે તું શાહા પાસ,
ન કહે તે કદાચ જંગ કરવાને ખાસ.

ગુનેહગાર, નિર્દોષી ખુનનો અગર,
ન થાયે કદી જંગગાહે ઝબર.
બીજું એ કે મુજ સંગ બાંધી કમર,
અને આવે શાહ પાસે ફીરૂઝગર.
તું જે ચીઝ છોડી જશે આ મુકામ,
અને ગણુશે જેને તું કીંમતી તમામ. ૧૮૨૨

તે એકથી તું દસ, શાહથી લેશે મગર,
જગા કુઓજે તુરાંની નહીં યાદ કર.
નતો એકનેણી હું ન છોડશ યકીન,
શું શકની, શું સકલાબી, ખાકાને ચીન.
કરશ નાશ આં જંગગાહનો ઝબર,
કે ઘાસ બદલે ઉગશે સરો ખાક પર.
કહયું દીલથી પીરાને, છે સખ્ત કામ,
તુરાંથી જવું શાહા પાસે મુદામ.
બીજું એ ગુન્હેગારો માંગેચ તમામ,
જેને મારે સ્યાવક્ષને કીને મુદામ.
બુઝર્ગો છે બેશીએ અફ્રાસેયાબ,
ધરાવે છે ગંજ, મર્તબા, તખ્તો આબ.
કહું કેમ એ વાત હું પોતે મગર?
એની માંગણીનું ન પુછડું કે સર.
શું હુમાન, કલબાદ, ફરશીદવર્દ,
થયું છે જો ગુદર્ઝને જેથી દર્દ.
એ સઉ ગણત્રીમાં છે, તો થાયે ન એમ,
એવી વાત ગેતીમાં થાએ તે કેમ?
હવે મારે ચારો એવો શોધી લઇ,
લેવી જોઇએ રાહ, એની સાંમેથી જઇ. ૧૮૨૩

પછી બોલ્યો પીરાન અય પહલવાંન !
રહો તું સદા જવાંન રઓશન રવાંન !
હું જઈ પાછો કહું બાહદુરોને યકીન,
શુ મનસુર, સંગલ, શુ ખાકાને ચીન.
ને મોકળું અફ્રાસ્યાબ પાસે સવાર,
કેહવાડું કે સર ખાબથી કર બીદાર.

## તુરાનીઓનું ઇરાનીઓની લડાઇ માટે વિચાર કરવું અને તે ઠરાવ ઉપર આવવું.

પવન જેવો આવ્યો સેપાહમાં તે બાદ,
હતા જેબી કોઈ કે વીસેની ઓલાદ.
બોલ્યો ભેદ એકઠા કરી તેઓ પાસ,
કહ્યું આવી ચઢતી ને પડતીબી ખાસ.
છે શેર દીલ રૂસતમ કરો સઉ ધેયાન,
આવ્યો છે જે માતમમાં જંગને મેદાન.
બુઝર્ગો, ને સિંહોબી ઝાબુલના,
ને કુલ નાંમદારોબી કાબુલના.
શું કશ્વાદી ગુદર્ઝ, અને ગેવ, તુસ-
થી, લડવું થશે વિન મર્ઝી અફસુસ.

ફીનામાં ઉતરશે તે સરદાર અહીં,
તો જગના સવારોબી ટકશે નહીં.

તુરકમાંથી માંગે છે તકસીરવાર,
રાખેચ બેગુન્હાઓથી દીલને ઉદાર. ૧૮૨૪

જાણોચ, કોણ છે હયાં ન તકસીરવાર?
નથી જેથી દીલ શાહનું દરદી અપાર?

જુઓ કે થશે મુલ્કબી આં વેરાંન,
પુરી કરશે ઇચ્છા દીલેરે ઈરાંન.

ન રેહેશે હયાં બુઢા જવાંનો કે શાહ,
નહીં ગંજ, લશકર, ન તખ્તો, કોલાહ.

જેથી શાહે ઈરાં ખુશી બહુ થશે,
દીલેરાને આં, દર્દો ગમ રહીં જશે.

અફ્સોસ! આં દીલેરા, સેપાહ સખ્તના,
જે છે તાજો, રૂતબા, બુલંદ, તખ્તના.

હું કેહતો શહાં ઝુલ્મીને એ સુખન,
કે ના રાખ ગુસ્સો, ને એટલો પવન.

જળી તું જશે એક દીન એક દમ,
જળી બુદ્ધી, દીલની સીવાશે ચશમ.

ન માન્યું સીતમગારે મારૂ ફરમાન,
કહયું, નામી ટોળાનુંબી નહીં નિદાન.

ઉખેડયો જગાથી બુલંદ તેણે શાહ,
લીધી નાં દીલેર દાંનાઓની સલાહ.

જોશો તાજ કે શાહ ન રેહેશે આં વખ્ત,
ન હાથી દીલેર, હાથીદાંતોનું તખ્ત. ૧૮૨૫

હવેથી એ જોશો બધું પાયમાલ,
લડઈગાહથી ફરશે ન કોઇને ખુશાલ.

તેઓ છુંડશે ઘોડાની નાલે શીતાબ,
થશે ધુળ બેદાર બખ્તોનું આબ.

હુમાં કાજે મુજનું બળે છે જીગર,
જળે છે રૂઇન કાજેબી જીવ ઝબર.

છે રૂસતમનું દીલ તેના કીનાથી પુર,
જેથી છે ભવાં પુર કરચલી ઝરૂર.

હું ગમ ભર્યો ખાકાને ચીન પાસ જાઉં,
શું કીનાથી પડયું મારી પર, સુનાઉં.
હવાની ગીસાલ આવ્યો ખાકાન પાસ,
જીગર ખુંને તર, હાય હોટોએ ખાસ.
દીઠી તેના તંબુમા માતમ ઝબર,
જોયા લાલા કેસર જેવા ખુને તર.
કેં કામૂસના ખેશીઓના કંઈ સેપાહ,
આવ્યા પાસે ખાકાન, થઇ દાદખાહ.
ને કેહતા દરેક જણ, કે અફ્રાસેયાબ,
કદી નાં બુઝર્ગી હવે જોશે ખાબ.
કીનો કાં ધર્યો? ના હતો કોઇ નર?
લડે જે લડાઇને દહાડે અગર? ૧૮૨૬
કશાંની સેપાહ આં જશું લઇને ચીન,
કીને પુર આંસુના ભર્યા યકીન.
ને લાવીશું બરબર ને ચીની સેપાહ,
થશું હમો કામુસનાબી કીનેખાહ.
ને બુઝગોશ, સગસાર, [1]માઝંદરાન-
થી, લાવીશું બારી ગુરઝના નિદાન.
ખતમ હોશે રૂસતમ કરે હયાં નિદાન,
સુંને કોઇ ના તેનો આવાઝ કાન.

૧—યાને રૂસતમની અકલ.

અગર ફીનો શોધે છે અફ્રાસેયાબ,
કરે ના તે આરામ થાકે ન ખાબ.
વળી તુખ્મે ચંગેશ અને અશ્કબુસ-
થી, શોરો થયા જાણે વાગ્યાંજ કુસ.
હરેક જણ કુતુંબીઓના, દર્દથી,
ભીંજવતા [1]કેસર પાણીએ ઝર્દથી.
ને બોલતા હતા લાવી આંખોમા આબ,
હવે પછી જોશું ન આરામો ખાબ.
ને સીસતાંન બાળીશું આગે ઝબર,
કરશું ગમ ભર્યાં રાત, દી, તેઓ પર.
ને ઝાબુલી રૂસતમનું સુળીએ સર-
ચઢાવીશું, [2]નાંમીનાં સોગે ઝબર. ૧૮૨૭
બાળી તન તેનું ખાકં લઇ તે મગર,
ને છાંટીશું તેનાં દર્વાઝા ઉપર.
થયો દીલથી દીવાનો સમજી પીરાન,
સિયાહ ચેહરો બન્યો તે શોરે નિદાન.
કહયું દીલથી અયે રડતા, લાચારો, હાય!
દુઃખી, ફીક્રમંદો, ને ગમખારો, હાય!
બેશક કે તમોને ખબર ના હશે!
તમારો પુરો વખ્ત હયાં થઈ જશે.
કે આવ્યું છે જંગમા દર્યાઇ મગર,
ચરમ ચિત્તાનું જેનું બખ્તર ઝબર.
કહયું ખુલ્લું આ િતે ખાકાન પાસ,
કે ટુંકી આ જંગ હવે લંબાઇ ખાસ.
કે રૂસતમ, હતી ફઓજ જયાંણી મગર,
ને જયાં જયાં હતા અફસરો નામેવર.

૧ કેસર જેવા ગાલને. ૨ યાને નામવર કામુસનાં.

તે લાવ્યો છે, થઈ રંજ બર્બાદ હયાં,
સિતમ ભર્યાં કામે મળે દાદ કયાં?
કર્યું એવું શાહે તુરાંનું આં સર,
કે સ્યાવક્ષ કપાયો તેના હાથ પર.
મુરખ ગર્સીવઝના કેહવાથી તમામ,
થયું તેના હાથે એવું બુરૂ કામ. ૧૮૨૮
તે સિયાવક્ષ લાયક હતો જેહાંદાર,
કે ઝાબુલી રૂસતમ જેનો પાળનાર.
કીનો જંગ શોધે છે તેથી ઝબર,
કરેચ ધરતી આંસ્માં, તળે ને ઉપર.
ન હાથીની શુંઢો, ન ચિત્તાના દસ્ત,
ન દર્યાવ નીલનો, ન પાહાડોબી સખ્ત—
પસંદ કરતા તે સાથે આં જંગગાહ,
કે ઉતરે છે તે જ્યારે પેશે સેપાહ.
રખશ રાન નિંચે ધરાવે છે તે,
ન લોહીને દર્યાવ ચાહતો કીરતીબી જે.
સહલ ના સમજવી તેની જંગ સખ્ત,
હરેક કોઈએ જોયો છે જો તેનો દસ્ત.
બલુ આંસમાંથી ગો આવ્યો અંગાર,
જેના દર્દે, દીલ આં થયુંચ ધુંવાદાર.
હવે સરવે દાંનાવો, હુશીયારોને,
બોલાવો મુંબેદાને, સરદારોને.
જુએ કે શું ચારો છે એ કામનો?
છે કોણ જંગી નર, જંગ મુકામનો?
પ્રથમ ઠીક કરવું ઘટે સર્વ કામ,
કીનાની નહીં પેહેલ કરવી મુદામ. ૧૮૨૯

બલાથી કદી પાછા ફરશું વતન,
મગર ભારે બદ બખ્તી સાથે તદન.
પીરાંથી થયો દુઃખી ખાકાને ચીન,
તુરત યાદ કીધો જહાંનઆફ્રીન.
ને બોલ્યો કે આપણ શું કર્યે ઉપાય ?
જો આવીચ સેપાહ એવી બાહદુર આય ?
બોલ્યો ત્યારે સંગલ અરે સરફ્રાઝ !
કરવી કાંય જોઇએ આં વાતો દરાઝ ?
મદદ આપણ આવ્યા અફ્રાસ્યાબથી,
આવ્યા જંગલો, દર્યાના આબથી.
મેળવ્યા હદ્દયાએ, ને હારો, તમામ,
હરેક મુલ્કથી .. આવ્યા દોડી મુદામ.
કોહલાં જેવા કર્યે, આવી શેર મસ્ત ?
લડઇથી અગર કર્યે આં તંગ દસ્ત.
આવ્યા દોડી સિંહો લડાયક સમાન,
નહીં ઢીલ કીધી રાહા દરમેયાન.
કદી એક સગઝી આયો મર્દ જંગ,
તેથી શું તમો પર થયું કામ તંગ ?
શરમ ભર્યું, એક માટે એટલા સખુન,
જુદી કોઇ વળણુ લેવી જોઇયે જબુન.
સમજ કે છેડાયલો તે હાથી છે મસ્ત,
લડઇગાહમાં સિંહોને પકડે છે દસ્ત.
મુવો તેથી કામુસઓ પહલવાન,
તો તે પરથી લાવવું ન જોઇયે ગુમાન.
એ રૂસતમથી પીરાં ડરે છે શીતાબ,
સિયાહ રાતે ગમથી નહીં કરતો ખાબ.

ન ધારતા એવે    તેને જંગીઓ મસ્ત,
લંબાવશ ખુદાની મદદથી હું દસ્ત.
નથી સિંહની જોડી ન હાથી ઝબર,
પીરાં કહે છે એટલા નથી કંઇ હુંનર.
ભલું એજ રાખવો ટકાવી વિચાર,
ન દીલ સુસ્ત કીનાથી કરવું લગાર.
સમજ કે લડાયેકો છે સો હઝાર–
થી ઝયાદા, આપણનાં દીલેરો સવાર.
છતાં એકે, રડતા ને ઘભરાઇ ગયાચ,
છે જીવતા છતાંબી મુવેલા થયાચ.
સહવારે ગુરઝ ભારી લેશું કસી,
ને મયદાંથી એક દમ જશું ત્યાં ધસી.
હવા કરશું વાદળ વસંતી સમાન, ૧૮૩૧
ને વરસાદ તીરોનોબી બેગુમાન.
સવારોની ગર્દે, ને ઝખ્મે [1]તબર,
પીછાણી ન શકશે કોઇ પએર સર.
હમનબર્દ થઇ, જાણે સગઝીની પાસ,
ઉડારજો તમે ગર્દ આંસ્માંને ખાસ.
નઝર મુજ ઉપર રાખજો વાર વાર,
ટુટી પડજો, મારૂ જેવારે પુકાર.
ન થાય એમ કે એક જણબી છટકે ખરો,
જીગર કીમતી રાખતા નથી બદ નરો.
સુખન એવા સંગલથી સમજી પીરાન,
થયુ ઝઈફ નરનું ફરી દીલ જવાન.
કહયું ત્યારે પીરાંને તું શાદ રહો!
ને ગમ અંદીશાથીબી આઝાદ રહો!

૧ યાને કુહાડો.

તમામ નામદારો, ને ખાકાનેચીન,
કીધી હીંદના શાહ ઉપર આફ્રીન.

પીરાં આવ્યો પોતાના તંબુમા ખાસ,
કે તુરાંની સરદારો આવ્યા તે પાસ.

શું નસ્તીહન હુમાં અને બારમાન,
કદી જેઓ ગમગીં, કદી શાદમાન.

હુમાને પીરાંનને પુછી એ ખબર, ૧૮૩૨
કે તકરાર આવી શું સેવટ ઉપર.

સુલેહનાં વિચારો અગર થઇ જશે,
કે ફ્રૌજોમાં ફ્રૌજો મળી જંગ થશે.

તો સંગલનું કહેલું હોમાનને કહ્યું,
ને લશકર જે જંગ માટે શાંમીલ થયું.

થયો ગમગીં હુમાં એ કામે ઝબર,
થયો ગુસ્સે બદબખ્ત સંગલ ઉપર.
પીરાનને કહે આંસમાંથી સખત–
ન છુટકો, ફરેચ કેમ જોઇયે વખત?
કહયું, રાહુમા મળયો જો કલબાદ ખાસ,
ખરેજ અકલ કોટા છે સંગલની પાસ.
મેં જોયો છે તેજ હોય રૂસતમ અગર,
દીલેરોથીબી મેં સમજ્યુંય મગર.
તો મયદાંને જંગ, નથી સંગલ યકીન,
ન કનદર, ન મનસુર, ન ખાકાને ચીન.
નહીં આંય હાથી સજાવેલા મસ્ત,
નહીં આ ખઝાનો, નહીં તાજ, તખ્ત.

સેપાહુથી થવું જોઇયે બાઝુ મગર,
નફો છે, યા ટોટો, તે કરવી નઝર.

તું જોજે આં ભારી સેપાહથી મગર,
જે જીતનારી દુન્યાં, ગોરઝની ઝબર. ૧૮૩૩

તે બે હીસ્સા માટીમાં મળશે તદન,
ખુને ટોપ ધોવાશે, બખ્તર કફન.

તો કલ્બાદ બોલ્યો એ હાથીના તન,
નહીં કાઢ વાંણી તું ભુંડી તદન.

એકાએક દીલ તારૂ ગમગીં ન કર,
કદી થાએ ધાર્યાથી વાતો દીગર.

ભવિષ્યના કામોએ ગમથી જીગર-
બનાવે ન ગમગીં, તો બેહતર અગર.

## રૂસતમનું પોતાના લશકર સાથ ગુપ્તગુ કરવું.

તેર્યાં રૂસતમે તે તરફ પહલવાન,
કીધું ઘટતા શબ્દોમાં કેટલુંક બ્યાન.

શુ ગોદર્ઝ, રોહામ, અને ગેવ તુસ,
ફરીબોર્ઝ, ખરરાદ, ગોસ્તમ ખસુસ.
હરેક કામ જાણુનારો ગુરગીન સવાર,
ને બેઝન લડાઈનો દીપાવનાર.

કહયું રૂસતમે અકલમંદોની પાસ,
ડાહ્યા, દીલના બેહાદરો, હુશ્યાર ખાસ.

જેનેબી તે યઝદાં કરેચ નેંક બખ્ત,
ઘટારત છે તેનેજ તાજો ને તખ્ત.
છે જંગમા ફતેહમંદ જીતનારો જેહાન,
ન ડર હાથી, ચિત્તા, મગરનો, નિદાન. ૧૮૩૪
આપણુ શું, ખુદાથીજ છે ઝોરો બર?
સિયાહ ખાક વિન શું છે આપણુ ઉપર?
બદીનો તો કરવોબી જોઈયે ન કયાસ,
લેવી રાહા ડાહપણુ, ને યઝદાંની, ખાસ.
ન કોઇ સાથે ગેતી આં રેહેતી અગર,
થવું ખુશ ઝયાદા નહીં તે ઉપર.
હુંનર રાસ્ત, માણુસાઈ, સચ્ચાઇથી,
ઘટાડો, ને નુકસાંન, જુઠાઇથી.
પીરાં આવ્યો મુંજ પાસે દોડીને સખ્ત,
કોધી વાતો બળતાં દીલે થોડો વખ્ત.
કે સ્યાવક્ષથી નેંકી શું કીધી હતી,
છતાં પડયું શું દુઃખ, દહશત અતી.
તે અઝદાહનાં દમથી ફરંગીસ ખાસ,
તેનીજ વાતોથી જેંણી પાંમી ખલાસ.
ભરૂસો છે દીલથી મને બેગુમાન,
કે મરશે અવલ આં કીનામાં પીરાન.
તેની સાંમે તેનો બીરાદર, પીસર,
ને ઉંચ તુખ્મ બેશીઓબી નામવર.
અને ખુસરોને હાથ અફરાસેયાબ-
કે મરશે શેવટ, મેં એ જોયો છે ખાબ. ૧૮૩૫
જાંણો એમાં એકબી ન બચશે અગર,
પગો નિચે પડશે મુવેલા મગર.

મગર હું ન ચાહતો કે મુજ હાથ પર,
મરે અંજુમનનો તે સરદાર અગર.
નથી તેનો રાસ્તી સીવા રોઝગાર,
નથી તેના દીલમાં બદીનો વિચાર.
અગર જે ગયો કહી, બજાવે તે સાફ,
ગુનાહ તેનો કરવો ઘટે ત્યારે માફ.
હતી જે મતા, ને ગુનેહગારો, સઊ.
તે સોંપે મને તો હું કીનો ન લઊ.
પછી મુજને જંગની જગા નાં રહી,
સીવા નેકી નેક કામ જગમાં નહીં.
તખત હાથીઓનાં તે સઊ નાંમવર,
સેપાહ નીઇલ દર્યાના જેવી મગર.
જો મોકલાવે આપણુંને તાજો, ને ગંજ,
પછી ના ઉઠાવીશ હું તેઓથી રંજ.
કબુલે તે ખંડણી અને કર તમામ,
જો તાકત નથી તેને લડવા મુદામ.
તો મારવા નથી કરતા કોઇને નિગાહ, ૧૮૩૬
ખુદાએ દીધી દાદ ડાહપણુની રાહ.
છે ગેતીમાં પુર ગંજ, અને તાજો, તખ્ત,
નથી ભાગ લેતા સિવા નેક બખ્ત.
થયો ઉભો ગુદર્ઝ સમજી તે વાર,
ને બોલ્યો ઓ સાચ્ચા, સખી, નામદાર.
સેપાહનો તું ટેકો, શોભા તખ્તગાહ,
છે રોશન તુંથી તાજ તખ્તો કોલાહ.
તારૂ દ્રવ્ય, રોશન અકલ છે નિદાંન,
પળે છે અકલથીજ તારૂ રવાંન.

સુલેહ ઠીક બેશક, લડાઈથી આય,
મગર જો, હજી [1]ચાંમડાંમા છે ગાય.
કહું તારી પાસે હું એક દાસતાન,
સમજ વાત શું આં કહેચ બાસતાન,
કે રાસ્તીથી. બદ તુખ્મીઓનું સ્વાન–
કંટાળે, બોજા નિચે ગરદન સમાન.
લાચારીએ કરશે તે કઓલો કરાર,
પછી ખંત ધરશે પલટવા અપાર.
કીધો પયેદા યઝદાંએ કપટી નિદાન,
સમજ વાત નાં, દે જુઠાં પર ન ધ્યાન.
પ્રથમ ત્યાર કીધું હમે જંગ મુકામ, ૧૮૩૭
તો ત્યારેબી એ વાતે અટકાવ્યું કામ.
પીરાંથી એવું લાવ્યો કાસદ બયાન,
છું બેઝાર જંગે, કીનાને મેદાન.
મેં [2]શાહનીજ સેવાએ બાંધીચ કમર.
ઝમીં, મુલ્ક, તંબુ, ન ચાહતો મગર.
શીખામણ, ને મુજ વાતો, સંમજી અપાર,
કહયું, જંગ સાથી થશે નાં લગાર.
કરૂચ કામ જઇ ઠીક હવે હું અપાર,
કુતુંબીને કહું, મારો છે શું વિચાર ?
છે મુજ તખ્ત, ગંજો, જનાવર, તમામ,
તે સોંપીને ત્યાં, આઉ પાછો મુદામ.
કેહવાડયું મેં, બેહતર હયાં આવે શીતાબ,
ઈરાંમા છે તુજ તખ્ત, ગંજો, અસ્બાબ.
હટી જા તું એક તર્ફ કે શાહા પાસ,
થશે તારો ઝાહેર નહીં વાંક ખાસ.

૧–યાને વેરની તક હજી હાથમાં છે. ૨–યાને ખુરારોનીજ.

કહયું એમ પછી પીરાં પતરી ગયો,
ઉતાવળોખી તેજ કાળી રાતે થયો.
શહા પાસે મોકલ્યો સાંઢણી સવાર,
કે આવ્યું છે લશ્કર, સેપાહ કર તૈયાર.
ને જાણ્યું મદદ તેની આવી છે પાસ,
તો ગોઠવી સેપાહ, આયો લડવાને ખાસ. ૧૮૩૮
ગોયા હમો સાથે ના કંઇબી કહયું,
ન તે કામે સર, કે ન પુછડું, રહયું.
સેપાહ ખેંચી દસમે દીને જંગ મેયાન,
ફેલાઈ સેપાહ ગોયા સારી જેહાન.
હવે તુંથી અચે પહલવાંને સેપાહ!
બીજી એક બાઝી રચી છે આં રાહ.
કમંદ તારીથી હાલ તે બીહ ગયોચ,
સમજ કે ડરી આંખથી દુર થયોચ.
હતી સઉને હીંમત તો કામુસની,
ને સરદારો સગસાર, ફરતુસની.
ઉંધું જોયું કામુસનું જેવારે બખ્ત,
કમંદ પેચમા જોયો મુવો જો સખ્ત.
તો ઠોકેચ હવે તે સુલાહનોજ દર,
આં મયેદાંને થોભી ન શકતો અગર.
તે જાણે છે પાસ આવી પડતી ઝરૂર,
તો કામે લગાડેચ મકર ફન ફીતુર.
ખઝાનો, ને હદયો, ગુનાહગાર પૂર,
ગયો કહી, કે તું પાસે લાવશ ઝરૂર.
મગર જાંણુશે તું, ઠોકાશે જો કુસ,
ને જંગમા ઉતરશે ફરીબોર્ઝ તુસ. ૧૮૩૯

તો સરદાર પીરાં હરોળમાં જશે,
નવી જંગો હર વખ્ત ઉભી થશે.
તેનું સર્વે કહેલું છે ખોટું તદન,
નથી તેનો સાથી સિવા અહરીમન.
અગર મારી માને ન નસીહત તમામ,
તો જો તું કે ફરજંદ મારૂ બેહરામ.
ફસાવી દીધો તેને ચારામા સખ્ત,
હમો પર કમીગાહથી કીધી તે વખ્ત.
ને ગોદર્ઝીંઓનું તે જંગને દીવસ,
ઘોરસ્તાન કીધું મોઢાં સામે બસ.
રડશ હું જનમ સુધી લોહીના આબ,
જેનો ચારો શમશીર હીંદી શીતાબ.
સુની બોલ્યો રૂસતમથી ગુદર્ઝ પાસ,
અકલથી જોડાંજો તારી વાત ખાસ.
એ છુપું નથી કે એવોજ છે પીરાન,
આપણુથી એ બુઢઢો નથી [1]એક તાન.
તેની નેંક કેરદારથી હું મગર,
નથી જંગ કરતો તેનાથી ઝબર.
તું જો શાહે ઇરાંથી શું કીધું ગર?
ને સ્યાવક્ષના કામે કેવો ખાધો ડર?
તે પોતાના બોલવાથી ફરશે અગર,
આવી જંગ આપણુથી કરશ અગર.
તો રાખુચ શિકારબંદે બાંધી કમંદ,
કરૂચ મસ્ત હાથીનેબી જેથી બંદ.
પ્રથમ હું ધરાઉ છું નેંકજ વિચાર,
ન કરવી પડે જંગ આપણુને વાર.

૧—યાને એકમત.

પોતાની તે વાતોથી ફરશે જેવાર,
તો મારેથી જોશે દુઃખો ડર અપાર.
દોઆ કીધી ગોદર્ઝ તુસે શીતાબ,
ઠગી તુને શકતો નથી આફતાબ.
ફરેબો, ને જુઠાઈ, ફન, તારી પાસ,
ન ચાલશે કદી વાતો પીરાં ની ખાસ.
ન જગ હો સરો, તાજ, શાહા, વગર,
સદા હો તું સરદાર ત્યાં સર બ સર.
તો બોલ્યો સિયાહ રાતે રૂસતમ મુદામ,
મગઝ થયાં વાતોથી ખાલી તમામ.
ચાલો રાત અરધી આ પીજ્યે શરાબ,
બીજી અરધી ફઓજો ગોઠવ્યે શીતાબ.
હવે જોઈએ કે ફીરદેગારે [જહાન,
છુપાવે છે શું આંય ઝાહેર મેયાન? ૧૮૪૧
રે! ઇરાંનીઓ, આજ રાતે શરાબ-
થી, કહું નેક બખ્તીની આગહી શીતાબ.
કે સામેસવારી ગુરઝ કાલ લઇ,
જેનાથી કીધી માઝંદરાંમા લડઈ.
તે લઈ ગરદને હું જવશ જંગ ગમ,
ધરેચ જ્યાં મગરમચ્છ પોતાના કદમ.
ગુરઝ, તાજ, તંબુઓ, કોશાહો, સખ્ત,
ઝબર હાથીઓ, હાથીદાંતોના તખ્ત.
ઇરાંનીઓને દઈશ લાવી અગર,
જો કરવાને હુમ્લો હું બાંધીશ કમર.
પુકારો નિકળ્યા તે જગ્યાથી મસ્ત-
હતા, નાંમદારો જે ખુસરોપરસ્ત.

થયાં સરવે જંગીઓના મસ્ત સર,
તમામ ઇરાંની શેરમર્દોના ગર.
કે ફર્યા તે પોતાના તંબુની પાસ,
જો થઈ મરઝી આરામો, ખાબોની ખાસ.

## ઇરાનીઓ અને તુરાનીઓનું લશકર ગોઠવવું અને એક બીજા સાથે લડાઈ કરવી.

બતાવી કોલાહ નુરી ખુરશીદે લાલ,
થયો ચેહરો ચંદરનો ચાંદીની ઢાલ.
ડર્યો જગ્ત ચર્ચાથી ચંદર તેવાર,
નમીને છુપાવ્યું પોતાનું દીદાર. ૧૮૪૨
તો વાગાં નગારાંઓ દરગાહે તુસ,
ઘોડાની ધુળે ગેતી થઇ [1]આબનુસ.
ઝમીં થઈ બલુ, ધુળ હવામાં અપાર,
કે રૂસતમે ભીડયાં લડઇના ઓઝાર.
ઉભી સફને ખેંચી ઇરાની સેપાહ,
પીસર જંગે આતુર, પીદર કીનેખાહ.
હતો બેઠો કશવાદનો સીધે હાથ,
કે બખ્તર, ને પોલાદી નેઝાની સાથ.
ફરીબોર્ઝબી ઉભો ડાબે મુકામ,
દીલેરોના દીલ કીને ધોયલાં તમામ.

1—સિયાહ.

ઉભો કલ્બગાહેબી નવદરનો તુસ,
જગા રહી ઝમીં પર ન ત્યારે ખસુસ.

તહમતન ઉભો આવી તે ફઓજ પાસ,
કે જોય દુશમનોના દીલેરોને ખાસ.

ને ખાકાનબી ત્યાં ઉભો કલ્બ જઈ,
ઝમીન હાથીઓથી બહુ રંગ થઈ.

ને કંનદરબી જમણી તરફ મર્દ શેર,
હતો જે કે અસ્વાર જંગમા દીલેર.

ને જંગી ગહાર ઉભો ડાબે યકીન,
સવારની તે નાલે ચીરાતી ઝમીન. ૧૮૩૩

સેપાહની હરોલે પીરાં ફરતો ખાસ,
આવ્યો ત્યાંથી સંગલ કીનાખોર પાસ.

કહયું તેને અય નાંમ બરદારે હીંદ,
છે શરવાંનથી તે હુકંમ તારો સીંદ.

મને તેં કહયુંતું કેં કાલે સહવાર,
સેપાહ જંગે ચોતર્ફ લાવીશ અપાર.
ઈરાં જંગીઓમાં ઉઠાડીશ પુકાર,
ન છોડીશ ઝઈફો જવાં કોઈ યાર.

પછી જંગ રૂસતમની સાથે કરીશ,
ફલક તકનું સર તેનું, ધુળમાં ધરીશ.
કહયું સંગલે મુજ વચનથી સહી,
ફરશ નાં, તું જોશે વધુ કમ નહી.
હુ જાંઉચ તે જંગીઓ ધરનારા પાસ,
સીવુંચ તીરની નોંકે તન તેનું ખાસ.
કીનો લંઉ હું કામુસનો જઈને જંગ,
ઇરાનીઓ ઉપર કરૂ કામ તંગ.

કીધા ભાગ ત્રણ તે સેપાહના ખસુસ,
ઉડી ગઈ મયદાંને, વાગાં જો કુસ.
ગયો હીસ્સો એક મસ્ત હાથીનો તે,
હતી સફ સેપાહોની બે માઈલ જે. ૧૮૪૪
હતા માથે માહવતોને રંગ અનેક,
હતા તાજ બાલી પેહેરેલા દરેક.
ઝરીંન સાંકળો શોભે ગરદન ઉપર,
સુનેરી કમરબંદથી બાંધી કમર.
ચીની રેશમી ઝાલરો હાથી પર,
સોનેરી તખત ને અંમારી મગર.
ને ખાકાન હતો હાથી ઉપર સફેદ,
ખુશીથી તખત પર દીલે પુર ઉમેદ.
કર્નાયોનાં ઉઠયા પુકારો જે વખ્ત,
તો ચાલ્યા જગાએથી હાથીઓ સખ્ત.
આવ્યા જમણી બાઝુ ઉપર ત્રીસ હઝાર,
બહાદુર. સવારો, અને નાંમદાર.
ને ડાભી તરફથી બીજા ત્રીસ હઝાર,
કમાનો, ચીની ઢાલ, લઇને સવાર.
કલબગાહમાં હાથી, ને ખાકાને ચીન,
લીધી ઘેરી જેઓએ સઘળી ઝમીન.
ગયો બે સફોમા તે સંગલ જેવાર,
ધરી હાથમા એક હીંદી તલવાર.
ઉભું હીંદી છત્ર હતું જેને સર,
સિપાહ "મુર્ગ" "દમબર" તે "માચ"ના ઝબર. ૧૮૪૫
પીઠે, ડાબે હાથે, અને જમણે હાથ,
હતો જયાં જતો, ત્યાં જતા તેઓ સાથ.

6. "એ નામના શેહેરો."

પીરાને કીધું જોઇ દીલ શાદતર,
નચિંત કીધું જંગે તહુમતનથી સર.
હુમાં, ને કહે આજનું આંય કામ,
મુરાદે દીલી કરશે ગેતી તમામ.
આ સાંમન, સવારોણી એટલા, દીલેર,
સરઅફરાઝ હર એક છે ગોયા શેર.
ન સફ પાસે આજે તું રેહેતો લગાર,
ન કરતો આજે કાલે જંગનો વિચાર.
પીઠે રેહેજે ખાકાને ચીનીની પાસ,
અગત શું છે જંગમા ઉતરવાની ખાસ?
જો તે ઝાબુલી આંય ઝુંડો, સેપાહ,
જોશે તારાં, તો કામ બનશે. તબાહ.
જોઇએ આપણું, કામ કેવું આં વખ્ત?
ને બાઝી શું ખેલે છે બેદાર બખ્ત?
પછી ત્યાંથી આવ્યો તરફ [1]અંજુમન,
હતો જે જગે પહલવાં ફીઇલતન.
નિંચે આવી કીધી દોઆ બેગુમાન,
કે છે તુંથી રોશન બુલંદ આસમાન. ૧૮૪૬
નહીં પડજો આફત કોઇ તુજ ઊપર,
દીવસ તારો વાંકો થતો ના મગર.
તું પાસેથી અચે પહલવાં હું ગયો,
પેગામ તારો પીરો જવાં ને કહયો.
કહયા તેઓને જે હતા તુજ હુંનર,
સીફત કોણ કરે પુરી ગેતીમા ગર?
સલાહનું ને જંગનુબી કીધું બયાન,
કીધી વાતો કુનેહથી રાખીને ધ્યાન.

૧ યાને ઇરાની ફઓજ પાસે.

કહયું એવું અંતે, બને આય કેમ !
તારેજ કેહેવે દઇએ છોડી જંગ એમ ?
આપી શકયે ગંજો, ને હદયા, ને ઝર,
જેબી કાંઇ માગે તે, આપણુ મગર-
કદી ના ગુનેહગારો આપી શકાય,
વિચાર દયાંનથી ભેદ પાછો તું આય.
ગુનેહગાર બેશીઓ [1]શાહના વગર,
તું જાણે છે કોણ? કઓલ દેતો ના ગર.
આપણુથી જે માંગેચ, તે સરદારો છે,
બુઝર્ગો તખતના, ને તાજદારો છે.
કેવી રીતે દઇએ, બને કેમ આય ?
એ માંગણીથી તો જવાંનબી ઝઇફ થાય. ૧૮૪૭
સેપાહ એટલી આવી છે ચીની અગર,
ને સકલાબી, ખતલાંની, તુરકી ઝબર.
તો અફ્રાસેયાબ કેમ ચાહશે સલાહ,
તરી ખુશકીથી લાવ્યો એટલી સેપાહ.
જવાબે મલ્યો મુજને ઠપકો તમામ,
જેથી આવ્યો દોડી તું પાસે મુદામ.
સેપાહ ગોયા દર્યાનું પાણી ઝબર,
ધરીચ જેણે તેઝી લડાઇ ઉપર.
સમજતા નથી પોતે પયેરો ને સર,
પિછાણુતા નથી તુને સગઝી વગર.
ને શાહ હીંદનો તુથી ચાહેચ લડઇ,
કમાં, તીર, ને હીંદી શમશીર, લઇ.
મને છે એ પકકું, તુથી પીલતન,
કે શેવટે રડતું થશે [2]અનજુમન.

[1]-યાને અફ્રાસેયાબનાં. [2]-યાને તુરકી લશકર.

થયો ગુસ્સે રૂસતમ એ સમજી ને સખ્ત,
પીરાનને કહ્યું કે અરે બુરાં બખ્ત.
કરેચ કાં એવાં ફન ફીતુરો તમામ?
ઉતરવા કાં માંગે છે દહશતને ધામ?
તારાં ખોટાં માટે મને શાહે જહાન,
ઘણું કહી ચુકો છુપાં ઝાહેર મેયાન. ૧૮૪૮
જોયાં તારાં ડાહપણુ, વિચારો, અગર,
તો જુઠઠો છે ભારે તું પગથી તે સર.
તારાં લોહીમાં લેટે મુંરખઇએ ખાસ,
બુરૂ છે, હજી બુરૂ આવશે તું પાસ.
તે દોઝખ, અગર બેહસ્તનું હોય ધામ-
મુલક તે, કે જ્યાં તું વસે છે મુદામ.
તોબી મેં કહ્યું નેહેસ્ત. બેદાદ ધામ-
તજી, આવ આબાદ મુલ્કે તમામ.
નથી ઝીંદગી તારી કીમતી, મગર-
છે અઝદાહના દમમાં સદા તારૂં સર.
ન જોશે દયા દાદનાં શાહ વગર,
જે છે બુર સખી, જવાંન, ને ખુબ ચહર.
તુને ખાવા સાંપો, ને ચિત્તાના ચામ,
ગમેચ રેશમી વસ્ત્રથીબી તમામ.
કરે કોણુ તકરાર તુંથી ઝબર.
તું ચાખશે તારાં બીંજ વાવ્યાં મગર.
કહ્યું તેને પીરાંને અયે નેંકબખ્ત!
ઓ ફળદરૂપ, તાઝાં, ને સુંદર, દરખ્ત!
સુખન કોણુ જાંણે એવા તું વગર?
દોઆ હોજો સરદારોથી તુંજ ઉપર. ૧૮૪૯

દીલો જાંથી હું નિંચે તારાં ફરમાંન,
સદા તુને ગીરવી છે મારૂ રવાંન.
કરશ આજ રાતે કુતુંબીથી ખ્યાલ,
તથા અંજુમનનેબી કેહવશ હેવાલ.
કહી એમ ફર્યો, પોતાની સેપાહ,
ભર્યો ખોટાં દીલે, ને સર કીનેખાહ.
ગયો પીરાં, કે બે સેપાહથી નિહાન,
ઝમીં થઇ ઝળકતા પહાડો સમાન.
કહે ઇરાનીઓને રૂસતમ મગર,
કે રાખી છે બાંધી મેં જંગમા કમર.
કરો સઉ તમે કીના ભર્યાં સરો,
લડાયક ભવાં પુર કરચ્ચળી કરો.
ઉભી છે લડાઇ આજ સાંમે ઝબર,
દેખાશે ફરક વરૂ મેંઢાંમા ગર.
નજુમીએ મુંજને એ કહેલું તમામ,
હતી ચિંતા જંગની આં દીલમા મુદામ.
કે ઉઠશે લડાઇ બે પાહાડો મેયાન,
સેપાહ બે, આં લોહીથીજ ધોશે જેહાન.
ને સરદારો, જંગીઓ, મળશે નિહાન,
થશે જંગે, માણુસ વિનાની જહાન.
થશે ગુમ મુલ્કોથી જંગના કદમ,
થશે મોમ, પોલાદી ગુર્ઝો નરમ.
આવે કોઈ કરવા જો મારેથી જંગ,
તો તેવાતે કરતા ના દીલને બતંગ.
બાંધશ તેના બે હાથ પેચે કમંદ,
ફલક જો મદદગાર બનશે બુલંદ.

બધા લડજો એકઠા થઈ ધ્યાંનથી,
ને ડરતા ના શત્રુના પહલવાંનથી.
અગર હું મરૂ જો લડાઈ મેયાન,
કારણ, બઝમમાતો મરશ ના નિદાન.
અમર રેહવું જોઇયે છે બંદાનુ નામ,
ન બંદો અમર છે તો ખટપટ શું કામ?
ન દીલ બાંધવું પાંચ ત્રણની આ જહાન,
નચિંત રેહેવું ના, દુઃખી જગ દરમેયાન.
અગર દોસ્ત ડાહપણનો થાય રવાંન,
તો દીન નેંક બદનું કરે ના ધેયાંન.
ધણી તાજ, ગંજોના માલીકે ગર,
ન દીલ બાંધવું ફાંની ગેતી ઉપર.
સેપાહે દીધો જવાબ રૂસતમને બસ,
હુકમ તારો છે માહ, ફલકથી સરસ. ૧૮૫૧
એવી જંગ કરશું ધરી તેગ તેઝ,
કે રહે નામ હમારૂ, સુધી [1]રસ્તખેઝ.
કહયું એમ, અને જયારે વાગાંબી કુસ,
હવા થઈ અંધારી, ઝમીન [2]આબનુસ.
આવી પાસ પાસે તે બધે સેપાહ,
ગોયા એક વાદળબી આવ્યું સેયાહ.
જેનો મેહે તેગો ને તીરનો મુદામ,
બની ગેતી ડાંમરનો દર્યો તમામ.
પોલાદોની નોંકો, ઓકાબોનાં પર-
થી કાળો થયો, નુરી ખુરશીદ ચહર.
નેઝાની અણી ધુળમાં સર બ સર,
સેતારા ગોયા લોહીમાં તર બ તર.

૧-કયાંમત. ૨-સિપાહ.

ગોરઝ ગાવપયકરનાં ઝબે નિદાન,
ગો પત્થરને વરસાવે છે આંસમાન.

તે અલ્માસી તેગોની રોશની જબુન,
વાદળ બની, વાદળથી વર્સાવતી ખુન.

ને ફુટકાઓ ભારી ગુરઝના મગર,
લુહારોના ગોયા હથોડા ઝબર.

કે લોહીમાં, દેમાંગોમાં, કાંટાઓ ખાક,
હતાં તર, ને સરની કોલાહ ચાકચાક. ૧૮૫૨

બોલ્યો ત્યારે ગોદર્ઝબી ઝઇફ સર,
કે જયારથી મેં મરદીની બાંધી કમર.

નથી જંગ જોઇ એવી કોઇ ખાસ,
યા સમજી ન હંરગેઝ જંગીઓ પાસ.

જે મુરદાંથી ગેતી એવી થઇ અગર,
કે ખ્વાર એક પડયો, સલાંમત દીગર.

## રૂસતમની સંગલ સાથની લડાઈ અને તેનું રૂસતમના હાથથી છુટી જવું.

કીધો સંગલે ફઓજ પાસે પુકાર,
કહયું જંગી છું જંગીઓનો ધરનાર.

હુ જોઉં કે [1]સગઝી મરદ હાથ ચાર-
શું રાખે છે, મરદીથી જંગનુ ઓઝાર.
દોડાવ્યો ઘોડો જંગ ભુમી ઉપર,
પુકાર એક મયદાંમા કીધો ઝબર.

લડાયક તે છે મર્દ સગઝી કહાં,
ભલું કે તે આવે લડાઇગાહમાં યહાં.

જો સંગલનો રૂસતમને પુગ્યો પુકાર,
નિગાહથી જોયો ફ્રઓજમાંથી તેવાર.

ને બોલ્યો, કે ગેતીનાં યઝદાન પાસ,
સીવા છુપું ઝાહેર, ન ચાહતોતો ખાસ.

સેપાહ ભારીથી કોઈ અજાંણુ અરે!
આવે મુજથી લડવા, દીલેરી કરે. ૧૮૫૩

ન સંગલને રાખશ, ન ખાકાને ચીન,
ન પહલવાનો, જંગીઓ, તુરાં ઝમીન.
પુકારી કહયું આવી સંગલની પાસ,
કે અય બદ તુખમ, નિંચ બુન્યાદ ખાસ.
કે રાખ્યું છે ઝાલે રૂસતમ મારૂ નામ,
તો અય બદ ગોહર! કહે છે સગઝી શું કામ?
તું જો, મોંત સગઝીજ છે તુંજ તદન,
બેશક ટોપ, બખ્તર, થશે તુંજ કફન.
કહી એમ ડપટાવ્યો [2]કોહને ઝબર,
ધર્યો હાથ નેઝો ઝેયાંગાર ગર.
પવન જેવો પીલતન ગયો તે ઉપર,
ખોલી બાઝુ પહલવાંની જંગમા ઝબર.

ને ઝીનથી કીધો, મારી નેઝો અધર,
ઉંધે સર પટકયો ઝમીનની ઉપર.

૧—સગઝનાં મુલકનો જન્મેલો. ૨—પાહાડ જેવા રખ્શને.

પ્રથમ ત્યાંથી ચાલી ગયો તેજ વખ્ત,
તુરત હાથમાં લીધી શમશીર સખ્ત.
કે દોડયા પેલી તર્ફથી નાંમદાર,
ઉઠાવી ઝેહેરી તેગને આબદાર.
કીધો એક હૂમલો તે પહલવાંન પર,
તુરક, હીંદી, સકલાબીઓએ, ઝબર. ૧૮૫૪
ઘેરી લીધો ગોરખર મીસાલે તે વખ્ત,
કીધો છુટો સંગલને, હાથીથી સખ્ત.
બચ્યો હાથે રૂસતમથી સંગલનો જાન,
થયું કંઇ ન બખ્તરથી તનને ઝેયાન.
ગયો નાસી ગુસ્સા ભર્યાં મોંઢે ખાસ,
અને આંવ્યો ખાકાંને ચીનીની પાસ.
બોલ્યો, આં જણાતો નથી મર્દ કોઈ,
નથી જેનો જગમાં હમનબર્દ કોઇ.
છે એક મસ્ત હાથીજ [1]કોહની ઊપર,
કદી જંગ કરે ફ્રૂઓજ એકઠી મગર.
તનહા કોઇબી નરે અઝદાહથી જંગ-
ન કરશે, જો કરશે, થશે રાહા તંગ.
તેઃ ખાકાન કહે તુજ સહવારે તદન,
હતા ખ્યાલ જુદા, ને જુદોજ પવન.
સેપાહને કહયું સાંમતા થઇ નિદાન,
ને તુટી પડો સર્વ કોહના સમાન.
સર અફ્રાઝને ઘેરો વચ્ચે ઝબર,
કઝા લાવો તે ઝોરેમંદની મગર.
તુરાં ફ્રૂઓજના જંગીઓ તેગ લઈ,
કીધો હુમ્લો કોહ સમ દરેકે જઈ. ૧૮૫૫

 ૧-પાહાડ જેવા ઘોડા ઉપર.

તુરત હાથ નાંખ્યો સિંહે તેગ પર,
તોડી ડાબી સફ ફઓજે ચીની ઝબર.

જે વખ્તે કે ખંજર પકડતો નિદાન,
વિના તનના સરથી તે ભરતો મેદાન.

તેની જંગમા કોહ ટકી ના જતો,
ન હાથીબી ગુસ્સાની સાંમે થતો.

એવો ઘેર્યો ચોપાસ તેને મગર,
કે અંધારો ખુરશીદ થયો તેને સર.

ગોરઝ, તીર, નેઝા, ને ખંજર, ઝબર,
માર્યા સિંહ પકડનારા પહલવાંન પર.

ગોયા પડયો વાંસોના જંગલ મેયાન,
ઝમીંન ખુને થઈ તે શરાબી મકાન.

એકજ ફટકે સો નેઝા કાપી મગર,
પુકાર જોશ કરતો ગોયા સિંહ ઝબર.
દીલેરે ઇરાં, જેની પીઠે મુદામ,
કીના ભર્યાં દીલે, લડાયક તમામ.
તમામ ગુર્ઝ, નેઝા, ને તેગે, તદન,
કરાં પાડે વાદળથી ગોયા પવન.
હતી પુર મુએલાંઓથી જંગગાહ,
શરીર, હાથ, સર, ટોપથી, ને કોલાહ. ૧૮૫૬

બુલંદ આંસમાં ધુળે દીસતું ઝમીન,
હતા છાતી, ગરદનના, ટુકડા યકીન.
શુ ચીની, શું શકની, શું હીંદી, મુદામ,
શું સકલાબી, હેરાતી, પહલવી, તમામ.
ઝમીં, દર્યા, કોહપર સિપાહો તમામ,
હતા એક જણુથી તે ઝખમી મુદામ.

પીરાં બોલ્યો ખાકાને ચીનીની પાસ,
છે સિંહ મસ્ત રૂસ્તમ લડાઇમા ખાસ.
ન તે સાંમે ટકતો કોઇ જંગ મેયાન,
ન સર્દારે લશકર, એવો કોઈ જેહાન.
કરે કોઇ એ વાતનું જો બયાન,
નહી થાએ એકમત કોઇ બુદ્ધીવાન.
કે ત્રણ લાખ એવા લડાયક અપાર,
બરાબર ઉતર્યા નહીં એક સવાર.
બદી જોઈ જંગથી આં અફ્રાસેયાબ,
કે રૂસતમથી કેમ કરશે આરામો ખાબ.
ઝરૂર દેશે આપણને ઠપકોગી ખાસ,
તે કરશે જેવારે આં જંગની તપાસ.
બીજું એ કે ગુસ્સે અગર થઇ જશે,
તો આફતથી સરનો ન છુટકો થશે. ૧૮૫૭
કહે એમ રૂસતમ ઇરાનીઓ પાસ,
ન આં જંગે હાંનિ છે આપણને ખાસ.
ખઝાનો, ને હાથી, હું હમણાં આં વખ્ત,
ને સણગારેલાં તાજ સાથેનું તખ્ત.
ઈરાંનીને દંઉ, લાવી ખાકાન પાસ,
ખુશીભર્યો રોશન કરૂ રોઝ ખાસ.
મદદ કોઈની ચાહતો ઇરાંનીથી નહી,
રખશના કદમ, રબ નિગેહદાર સહી.
હું એકલી આં સકલાબી, શકની, કે ચીન,
ન રાખશ, કે પગ કોઇ મુકે ઝમીન.
ફ્તેહમંદ છે આપણો દીન આજ,
બુલંદ આસમાં, બખ્ત રોશનને કાજ.

ભુંડી વાતે આવશે તેઓ પર ભુંડઇ,
બુરાં સામે બદ કામે આવેચ બુરઈ.
અગર દેશે કુવત મને દાદગર,
બતાવશે જો નુરમંદ ઘોડો હુંનર.
તો મયેદાં કરશ આં ઘોરસતાન હું,
કરશ જગા ફળવંત, વયેરાન હું.
તમોથી થોડા જાઓ તે ફઓજ પાસ,
લડો સઉ તુફાની પવન જેવા ખાસ. ૧૮૫૮
ને જોજો કે આગળ ધસું હું જેવાર,
તો ઝાંઝો, ને ઘંટોના, કરજો પુકાર.
ઝમીન સારી કરજો ગોયા આબનુસ,
સવારોની ગર્દે, ને આવાઝે કુસ.
ને છુંદજો નેઝાઓ, ને ગુર્ઝે, ઝબર,
લુહારો કુટે જેમ લોઢું અગર.
નહીં કરતા તે મોટી સંખ્યાનો ધાક,
ચઢાવજો દર્યાથી ફલક સુધી તે ખાક.
ને સફ તોડી દેજો આં સકલાબી, ચીન,
ન થાએ એમ કે જુએ હવાને ઝમીન.
તમો ધરજો મારી કોલાહ પર નઝર,
ટુટી પડજો, જયારે પુકારૂ અગર.
પછી ચાલ્યો ત્યાંથી ગોયા હાથી મસ્ત,
ધરી ગાવ પયેકર ગોરઝ એક દસ્ત.
ગયો જમણી બાઝુ કરી શોર ખાસ,
પ્રથમ આવ્યો કનદરના લશકરની પાસ.
અને તોડી જમણી, તેની સફ ઝબર,
થયાં ગુમ કંઈએક ટોપો ને સર.

# રૂસતમની સાવેહ સાથની લડાઈ અને સાવેહનું રૂસતમના હાથ ઉપર માર્યું જવું.

સગો એક કામુસનો સાવેહ જે નામ,
ફતેહમંદ, હતો સરફરાઝ હર મુકામ. ૧૮૫૯
આવ્યો જંગ માટે તહમતનની પાસ,
ધરી હાથમાં હીંદી શમશીર ખાસ.

ફર્યો હાથ ડાબે, ને જમણે, તે ખાસ,
કીનો લેવા કામુસનો રૂસતમની પાસ.

કહયું તેહેમતનને, અરે હાથી સખ્ત,
જોશે નીલ દર્યાના મોજા આં વખ્ત.

કીનો, ખ્વાર કામુસનો લઉં તારી પાસ,
કે ના જોએ પાછી લડાઇ તું ખાસ.

સુની વાત સાવેહની રૂસતમે ગર,
તો ખેંચ્યો ગુરઝ હાથ મારી ઝબર.

માર્યો ટોપ, સરપર, ઘુંમાવી અગર,
તેના સરે, તનને ન જોયું મગર.

નિંચે નાખી· દોડાવ્યો રખ્શ તે ઉપર,
નિશાં રહી ન સાવેહની જગમા મગર.

ઉંધો નાંખ્યો ઝુંડો કશાંનીનો તે,
દુ:ખી જીવ સેપાહનો થયો જેથી એ.

નહીં કોઇ ટકતો તેની સાંમે હાલ,
ફળો લાવતી સરના, ઘોડાની નાલ.

## ગહારે ગહાંનીનું રૂસ્તમના હાથ ઉપર માર્યું જવું.

ગયો ત્યાંથી ડાભી તરફ તે મુદામ,
થયું જેથી ગમગીં તે લશ્કર તમામ.
ગહારે ગહાંની હતો તે મુકામ,
કે લઇ ફ્ઓજ, ઝુંડા, ગોયા સિંહ તમામ.
કોલાહ જોઇ રૂસતમની ગુસ્સે થયો,
ને વિકાળ સિંહ સમ પુકારી રહયો.
કહયું કીનો ચીન, ને તુરાંનો, નિદાન,
આ સગઝી ઉપર લઇશ જંગને મેદાન.
લડશ સર્દારોમાંથી હું તેની પાસ,
છે દીલ મારૂ સિંહનું ગોરઝ ભારી ખાસ.
સેપાહ વચ્ચે ઘોડો દોડાવીને ખાસ,
આવ્યો કીનો લેવાને પીલતનની પાસ.
જો પાસેથી જોઇ તેહેમતનની કોલાહ,
થયો મેઠીનું ફુલ, ચેહેરો સિયાહ.
કહયું મનથી હાથીથી લડવું નિદાન,
છે નીલને દર્યા ગોતાં ખાવા સમાન.

તું કેહેશે કે બચશે, બીજો કેહેશે નહીં,
નથી અકલ બંધેની વાતો મહીં.
કે નાસવું વખત પર બચાવીને સર,
ભલું, પગ તળે સરને લાવવાથી ગર.
પછી આવ્યો નાસી તરફ કલબગાહ,
જેને જોતી ચારો તરફથી સેપાહ. ૧૮૯૧
હતો ઝુંડો રૂસતમનો લશકર મેયાન,
કે પાહાડોની ટોચેના ઝાહાડો સમાન.
પુઠે દોડયો રૂસતમબી ધુળની મીસાલ,
હવા થઈ બલુ, ને બની ધર્તી લાલ.
માર્યો એક નેઝો કમરબંદ ઉપર,
ચીર્યું તેનું બખ્તરં, ને બંદો, ઝબ.ર.
નાખ્યો ઝાડના પાંન જેવો તે વખ્ત,
પડે ડાળીથી ગોયા તુફાને સખ્ત.
સિયાહ ઝુંડો નાંખ્યો ઉંધો તેજ વાર,
હતો ના ગોયા તે ગહાંની ગહાર.
કીધું રૂસતમે શું ? જોયું સૌએ ખાસ,
ઉડી ખાક ડાબે, ને જમણે, ચોપાસ.
ગયા લઈ [1]મુંબારક તે ઝુંડો ને કુસ,
કે આવ્યા સરફરાઝ ગોદર્ઝ તુસ.
ત્યારે વાગી કરનાયો ઈરાં સેપાહ,
જો પાંમ્યો ફતેહ જંગી લશકર પનાહ.
કહયું રૂસતમે કે ઈરાંની સવાર-
થી, મોકળો હયાં મુજ પાસે સો નામદાર.
કે હમણાં આં હાથી, ને [2]ગજદંત તખ્ત,
સોનું, તાજ, સાંકળ, ને મોતી, આં વખ્ત. ૧૮૯૨

૧—યાને માબ્યાની ઝુંડો. ૨—યાને હાથીનાં દાંતનું.

ઇરાં માટે ખાકાંનથી છીનવી લઇશ,
ફતેહમંદ દીલેરોના શાહને હું દઇશ.

ઈરાનીથી આવ્યા દીલેરો હઝાર,
ગોરઝ ગાવ મુખ, બખ્તરોના તેવાર.

કહયું રૂસ્તમે એમ ઈરાનીઓ પાસ,
કમર બાંધો કીનામાં સઉ કોઇ ખાસ.

કસમ મેહેરો માહ શાહના સર જાનના,
સિયાવક્ષની રજ, ફ્રેઓજે ઈરાનના.
કે ઇરાં ઝમીનનો કોઈ નાંમવર,
જશે ચીની સરદારથી નાસી ગર.
તો જોશે ન બંદ, ફાંસી [1]ચાહના વગર,
મુકશ ટોપ કાગઝની હું તેને સર.
જોયું ફ્રેઓજે, છે સિંહની ખસ્લત અપાર,
કરવા હાથ સાબરનો ચાહેચ શિકાર.

ધરી સઉએ ખાકાને ચીનીની રાહ,
[2]શાહા તાજ ચાહતો, સેપાહ કીનેખાહ.

દીધો હુંમ્લો રૂસતમે લશકરની પાસ,
લગામ સોંપી તે રખ્શ તેઝીને ખાસ.

કીધું વેહેતું ચંદરના આંસ્માને ખુન,
સેતારાઓ જોતા લડઈગાહ જગ્મુન. ૧૮૯૩

લડઇગાહથી ઉડતી એવી ગર્દ થઇ,
ન કોઇને ઝમીનની સપાટી જણઇ.

સવારોના શોર, ઝખ્મે નેઝા તમામ-
થી, ઓળખાતાં કંઇ ના રેકાબો લગામ.

ગયો ગોયા ખુરશીદ પરદે ભરઇ,
ઝમીન નાલો નિંચે દુઃખી થઇ ગઈ.

૧—વાને ગારના. ૨—વાને રૂસતમ.

હવા જાણે હબ્શીનો ચેહરો સિયાહ,
ન મુરદાંઓથી રહી તે મયદાંને રાહ.

કોલાહ, ઝીન, બખ્તરથી, મયદાં તમામ,
શરીરોને માથાંઓ કરતાં સલામ.

સવારોની ધુળનું હવા પર [1]અબર,
ઝમીન થઇ પોલાદી પુકારોથી તર.

શરમ, નામ, ખાતર ઘણાં નાનવર,
ફોકટ બેઠા ખોઈ લડાઇમાં સર.
પછી કીધો રૂસતમે એવો પુકાર,
આવ્યો જોશમા ગોયા દર્યો અપાર.

કહયું આંય હાથી, ને ગજદંત તખ્ત,
કોલાહ, હાર, અને તાજ, સાંકળબી સખ્ત.
છે ઇરાની કયખુસરો લાયક અપાર,
જે ગેતીનો છે આં નવો શંહરયાર. ૧૮૬૪

શુ રૂતબાથી નેં તાજથી તમને કામ ?
આં ઝોરો, ને ઝહેંમત, ને હુંનર, તમામ,
હવે બંધમા હાથ લાવો તમામ,
કમંદ પેચમાં લાવો કંમર મુદામ.

કે ગેતીના શાહ પાસે મોકળું યકીન,
ન મન્સુરને રાખશ, ન ખાકાને ચીન.

છે બસ જો બચે ઝીંદગી મુજથી આજ,
બીજા માટે છે આં નગીના ને તાજ.
ન તો ખાક ઉડારશ આં જંગની ઝબર,
ઘોડાઓની નાલે માહા તક અગર.

 ૧—વાદળ.

# ખાકાનનું પકડાવું અને તુરાનીઓનું હારી જવું.

તો ખાકાને ગાળોથી ખોલી ઝબાન,
કહયું, અય બુરાં તનના ઓ બદ રવાન.
ઇરાં માટે, શાહ માટે, કાજે સેપાહ,
તુને માંગવી જોઇંયે મુજથી પનાહ.
તું સગઝો છે સરવેથી બુરો તમામ,
હું ચીનના શાહાથી લડે છે મુંદામ.
પછી કીધો વરસાદ તીરોનો સખ્ત,
કું કે જેમ હવાબી વસંતી દરખ્ત.
હવાબી છુપાઇ ઓકાબોને પર,
ન જોએ જંગ ખ્વાએબી જંગી દીગર.
જોયો મેહે પોલાદી ગુરઝે ગર,
તો રૂસ્તમના ડરથી ઊછળ્યું જીગર.
કહયું કે ન તું ઢીલ કર અય રોહામ!
બસો સ્વાર લઈ જા, ફેરવ તું લગામ!
કમાં ચાંચી, ને તીર ખદંગીએ હાલ,
તહમતનની પીઠને લડઈમા સમાલ.
કહે ગેવને ખેંચ લશકર મગર,
નહીં શત્રુ સાંમે લડાઈમા ડર.
નથી વખ્ત સંજુગાર, આરામે, બસ,
ન આસાયેશો, કે છે ઢીલનો, દીવસ.

તરફ જમણી જા લઇ દીલેરો નિહાન,
અને જો કે છે કયાં હોમા, ને પીરાન ?

તહમતનને જો, ખાકાને ચીન પાસ,
ઝમીન ઊપર આકાશ પટકે છે ખાસ.

તેઓ જોશે આશીષ કદી નાં સરસ,
જેઓ બદ દોઆ દેશે જંગને દીવસ.

થયો ગુસ્સે ચિત્તા મીસાલે રોહામ,
આવ્યો તેહમતનની પીઠે જંગ મુકામ.
તો રૂસતમ કહે, શેર રોહામ પાસ,
બીહુચ, કે મારો રખ્શ ઠાકયો છે ખાસ. ૧૮૬૬

થયો સુસ્ત જો એ તો પ્યાદો જવશ,
પસીનામા, ને ખુનમાં, તર થવશ.

સેપાહ છે ગોયા તીઠ, કીડી, મગર,
લડઇ હાથીઓથી ને માહવતથી કર.

જશું લઇ દરેક, પાક ખુસરોની પાસ,
નવો હદયો શંગાન, ચીનીનો, ખાસ.

પુકાર્યો, અને ત્યાંથી બોલ્યો સુખન,
ચીના તુર્કનો, સાથી રહો અહરીમન.
રે ! બેચારાઓ, રે ? ઓ ગુમ થયલાં બખ્ત,
રે ? ગમખ્વારો, રડતાઓ, બેઅકલી સખ્ત.
શું રૂસતમની તમને હતી ના ખબર ?
યા ભેજાં હતાં ખાલી, બુદ્ધી વગર ?
ન અઝદાહુનેંબી ગર્દ ગણુતો મુદાન,
શોધેજ જંગ દીવસ [1]હાથીઓને તમામ.

ધરાયા નથી મારી જંગે ઝબર ?
નથી હદયો મુજ ગુર્ઝો, તેગો, વગર.

૧ —યાને હાથી જેવા મર્દોને.

કમંદ ખોલી ફેત્રાકથી પેચદાર,
ને ટાંગ્યો કમંદપેચ ઝીનથી તેવાર.

પછી રખ્શ ડપટાવી કીધો પુકાર,
કે અઝદાહના કાનોબી ફાટા તેવાર. ૧૮૬૭

કમંદપેચ જ્યાંબી તે ફેંકયો જતો,
ઝમીન ખાલી જંગીથી કરતો હતો.

ન ખાહેશ હતી [1]જંગે ચીના વગર,
ભવાં પુર કરચળી, કમંદ બાઝુ પર.
તે કીનાથી કોઈબી અફસરને ગર,
પટકતો કમંદપેચે ઝીનથી ઝબર.

તેવારે લડઈગાહમાં સરદાર તુસ,
ઉઠાવતો વાદળ સુધી કર્નાયો, કુસ.

આવ્યો જોઈ ફરતુસ જંગ દરમેયાન,
વળગ્યો તે પીલતનથી ચિત્તા સમાન.

થયો ગુસ્સે તહમતન મીસાલે મગર,
ધર્યાં હાથ મારીને, ગરદન ને સર.
ફેંકયો ઘોડેથી સાંમ જંગી સમાન,
બાંધી હાથ બે દીધો લશકર મેયાન.
દોડયો ત્યાંથી શત્રુની સફની તે પાસ,
કમંદ બાઝુએ, હાથમાં ગુર્ઝ ખાસ.
જોયું ગોરચેહે શું કીધું રૂસતમે ?
દીલેરોની ધુળ કાઢી કેમ આં સમે ?
થયો પોતે જંગી તે ગુસ્સે અપાર,
કીધું મોહ લડાઈ તરફ તેજવાર. ૧૮૬૮

કીધો મે,હે તીરોનો પીલતન ઉપર,
કમાં કીધી વાદળ વસંતી ઝબર.

૧—માને ખાકાને ચીનની જંગ વગર,

નાંખ્યો તહુમતનેબી કમંદ પેચ ગર,
આવી બંદમા તે દીલેરની કમર.
ઈરાનીઓને દઇ ફર્યો પાછો ખાસ,
આવ્યો દોડી મરદાંને કાલુની પાસ.
આવ્યો કાલુબી એ જોઇ પીઠ ઉપર,
ધરી તેગ હીંદી, ગોરઝ હાથ ગર.
ને મારી તેં રૂસતમને કોલાહને સર,
કે ખેંચ્યો નેઝો જંગીએ નામવર.
મારી નોંક નેંઝાની કાલુને સખ્ત,
ચોગાંને દડી સમ ઉઠાવ્યો તે વખ્ત.
ખદંગી તે ઝીન પરથી નાંખ્યો મગર,
બાંધ્યા ચિત્તા ચર્મે બે હાથો ઝબર.
જોયું હાથી પીઠેથી ખાકાને જ્યાર,
ઝર્મી હીલતીજોઇ નીલ દર્યો અપાર.
ગો હાથી બુલંદ પાહાડની પીઠ પર,
કમંદ સિંહુ ચરમ હાથ જેના ઝબર.
નિંચે ગીધ લાવતો, ગગનથી સિયાહ,
જેની જંગ જોતા સિતારા ને માહ. ૧૮૬૯
જો ખાકાને હાથીની પીઠથી સુફીદ,
એવું જોયું, તો કાપી જીવથી ઉમીદ.
સેપાહથી તેંણે ચુંટ્યો એક નાંમવર,
ઇરાંની ઝબાં જે સમજતો અગર.
કહયું તેને જા, પાસ તે શેરે નર-
ને કહે, જંગમા તુંદી એટલી ન કર.
ચગાંની, ચીની, શકની, વહરી, મગર,
તારે માટે દીલથી નથી કીનાવર.

છે એક શાહે ખત્લાંન, એક શાહે ચીન,
બેગાંના છે શખ્સો, ન કીનામાં લીન.
એવો શાહા છે એક અફ્રાસેયાબ,
ન જાંણુતો જે આતશ, કે દર્યાનું આબ.
જેંણે કીધી એકઠી તમામ આં જહાન,
લાવ્યોચ આંય જંગથી ગોના પર ઝેયાન.
ન કોઇ લોભ લાલચ વગરનો છે બસ,
જેથીતો છે જંગથી સુલેહ બહુ સરસ.
તું આવ જેથી હયાં કયે કઓલો કરાર,
તું કેહેશે તે ગીરવી કરશ હું તેવાર.
કે ખંડણી, ને કર, દઇશું હરસાલ ખાસ,
ચરમ ગાયનાં સો તું સરદાર પાસ.
આવ્યો પાસે પીલતનની કાસદ વિદ્વાન,
તુટાં દીલે ને પુર સુખન લઇ ઝબાન.
ને બોલ્યો, અરે ઓ દીલેર નામવર!
પુરી થઇ લડાઇ તો મહેફીલ તું કર.
તું ખાકાનેચીનીથી હરગેઝ ન ધર,
ગયાં કામનો કીનો, તારે જીગર.
ફ્રેચ પાછો તે, તો હવે તુંબી ફ્ર,
ખતમ થઇચ હવે જંગ ફ્ઓજી ઝબર.
મુઓ છે જો કામુસ તુજ હાથ પર,
ફ્ર્યાંચ ત્યારથી સરફ્રાઝોના સર.
કેટલા મારશે નાંમવર હમથી તું?
તું થી શું કીધું? હમથી માંગે તું શું?
એવું લોહી કયાં સુધી રેડશે મગર?
શું જંગથી ધરાયું નથી તુંજ જીગર?

ચુકો વાત ખાકાનની કહી શીતાબ,
તો પહલવાન જંગીએ દીધો જવાબ.

ખઝાનો, ને હાથી, ઘોડા, તાજ, ખાસ,
લાવો તખ્ત ગજદંતનું મારી પાસ.

હતું મોંહ ઈરાનની ખરાબી ઉપર,
ખુશાંમતની વાતો હવે કાં મગર? ૧૮૭૧

તે જાંણેચ સેપાહ મારે હાથ દબાઈચ,
ધીરજ મારીથી, ફઓજ તેઝી થઇચ.
મને પાછો ફેરવવા માંગેચ, મગર,
સાધારણુ મને ગણુતો હોશે અગર.

છોડશ, તાજ સંકળ દીએ મારે હાથ,
દીએ હાથી, ગંજદંતના તખ્ત સાથ.

કહયું કાસીદે રખશના વાળી આય,
હરણુ જંગલે ધર્યા વિન ના દેવાય.

સેપાહ, હાથી, મર્દો, ભર્યું મયદાં સખ્ત,
છે, ખાકાન સંગ ગંજ, અને તાજ તખ્ત.

ઝમાનો પોતે ફરશે કોંણુ જાણે કેમ?
ફતેહમંદ કોણુ જંગથી ફરશે એમ?
સુની રૂસતમે એમ ડપટાવ્યો રખશ,
કહયું સિંહનો ધરનારો હું તાજબખ્શ.
તને ઝોરેમંદ હું, છે બાઝુ કમંદ,
શું નસીહત, મઝાકોનો છે દીન બુલંદ.
જો ખાકાને ચીની આં મારી કમંદ,
તથા મસ્ત સિંહનો મારો [1]દસ્તબંદ.

કે જોશે, ગીરફતાર ત્યારે થશે,
ને જીવેબી કંટાળી પોતે જશે. ૧૮૭૨

૧—થાને પંજો.

પછી લાગો પાછી તે ફેંકવા કમંદ,
સવારોના માથાંઓ કરતો તે બંદ.

આવ્યો જ્યારે હાથી સૂફેદની તે પાસ,
કે છોડી ચીની શાહે જીવવાની આસ.

અંકુશ માર્યો શાહ ચીને હાથીને સર,
પુકાર્યો ફૈર્વર્દીનનું વાદળ ઝબર.

લીધી જંગી છુટ ભાલડી હાથ ગર,
ફેંકી તેઝ ચુંગાળ રૂસતમ ઉપર.

કરે જેથી રૂસતમને ઝખ્મી અગર,
તથા હાથ લાવે તેનું નામી સર.

ન છુટભાલડી વાગી રૂસતમને ગર,
તો રૂસતમે નાંખી કમંદ તે ઉપર.

છુટી જેવી રૂસતમના હાથે કમંદ,
આવ્યું તુર્ત સર પાદશાહનું તે બંદ.

હાથીએથી ખેંચી પટકયો ઝમીન,
બાઝુઓથી બાંધ્યો તે ખાકાને ચીન.

ગયો પ્યાદો ખેંચી [1]શાહદ સુધી સખ્ત,
ન હાથી, ન અંમારી, ના તાજો તખ્ત.

ફરેબી આં જગની એ છે રીત ગર,
ઘડી નાંખે નિંચો, ઘડીમાં ઉપર. ૧૮૭૩

થશે એમ, જ્યાં તક છે ફરતું આકાશ,
કદી ઝેહેર જંગ, તો કદી [2]મોહ મીઠાશ.

ચઢાવે છે એકને અકાશે બુલંદ,
તો એક ખ્વાર, રડતો, અને દર્દમંદ.

માહતાબેથી નાંખે છે એકને તે ગાર,
તો ગારેથી માહતાબે એકને તેવાર.

૧—શાહદનાંમની નદી. ૨—યાને પ્રેમ.

દીએ શાહી એકને ચઢાવી ઉપર,
તો એક દીએ મચ્છીને દર્યા અંદર.

નથી માયા કોઈથી, ન કીનો યકીન,
તું જાણે છે સર્વે, જહાંનઆફ્રીન!

તુંથી જગની ચઢતી ને પડતી તમામ,
જેવી છે તે તું, હું ન જાણુતો મુદામ.

પછી હાથ નાંખ્યો ગુરઝ પર ઝબર,
ગણી નાના મોટાંને સરખાં મગર.

થયાં એવાં મયદાંનો ખીણુ જંગગાહ,
કે થઇ તંગ કીડી, ને મચ્છરની, રાહ.

નદી ખુનની ઝખ્મી, ને મુરદાંથી ગર,
કે એક સર વગર, તો બીજો ઉંધે સર.

સિયાહ જો થયું બખ્ત રોશન તે ખાસ,
અને આવ્યો દંહાડોબી જો રાત પાસ. ૧૮૭૪

કે વાદળ સિંયાહથી એક આવ્યો પવન,
તો ગઈ રઓશની મેહેરો માહની તદન.

રહયું ના સરો પગનું શત્રુને ધ્યાંન,
ધરી રાહ લાંબી, અને બિયાબાંન.

એવું જોયું પીરાંને આં જંગ અગર,
ઝમાનાની ચાલે સિયાહ થઇ ઝબર.

ઉંધા જોયા ઝુંડા બુઝર્ગોના જયાર,
જોયા ખાકમાં ઝખ્મીઓને ખુવાર.

શું મનસુર, ફરતુસ, ખાકાને ચીન,
તથા નાંમદારોબી તુરાં ઝમીન.

કહયું નસ્તીહન, જંગી કલ્બાદ પાસ,
કે નેઆઓ ખંજરને સંતાડો ખાસ.

ઉંધો નાંખ્યો તેણેઓ ઝુંડો સિયાહ.
ગયા નાસી ઉલટીજ લઈ તેઓ રાહ.

કીધી જમણી સફ ગેવે તારાજ ગર,
કીધાં ખીણો, મયદાંન, તીતરના પર.

જોયું ડાબે જમણે સેપાહ પાસ ત્યાં,
કે જાણી શકે જેથી પીરાં છે કયાં?

ન જોયો તેને, ફર્યા પાછા તે ખાસ,
દીલેરો, કીનાવર તહમતનની પાસ. ૧૮૭૫

ઘોડા જંગીઓ, થાકા જંગથી તેવાર,
થયા જંગમાં દુઃખી, ઝખમી, અપાર.

ફર્યા દીલનાં સંતોષોથી પાહાડ પાસ,
હતો ફઓજ સંગ તહમતન પેશ ખાસ.

તનો જંગે ઝખ્મી, દીલો જંગે શાદ,
છે ગેતીની રાહ રસ્મ એવી આબાદ.

બધાં ટોપ, બખ્તર, હતાં ખુન ખાક-
માં, ડુબેલાં, ને પાખરો ચાકચાક.

રેકાબો, પગો, તેગ,- સર, ખુનેતર,
ઉંચું નિંચુ લાશોથી દીસતું .ન ગર.

હતા એવા તેઓ કે નાહયા ન અહીં,
તો એક બીજાને જાંણી શકયા નહીં.

શરીરોને ધોયાં, હતી દીલ સબર,
શત્રુઓને બાંધેલા બંદમાં ઝબર.

કહયું રૂસતમે સઉ ઈરાનીઓ પાસ,
કે ખુલ્લી કરો બસ કમરને આં ખાસ.

કારણ કે ફતેહમંદ સાહેબની પાસ,
ગોરઝ, ગંજ, કમરબંદ, જોઇયે ન ખાસ.

સિયાહ ખાક ઊપર આં ધરો સર તમામ,
ધરો તાજ સર પર પછીથી મુદામ. ૧૮૭૬
થયો નામદારોમાં એકળી ર્ન કમ,
કે આંપણનું દીલ જેથી કરતે આં ગમ.
આગાહી પામી ચુકયોતો શાહે જહાન,
કહયું મુજથી છુપ્યું હતું જે બયાન.

કે પાહાડ ઉપર આવ્યો છે સરદાર તુસ,
પીરાં, ને હુમાંથી, છે આજેઝ ખસુસ.

સુની શાહની વાતો ગયો મારો હોશ,
ને આવ્યો મગઝમાં લડાઇનો જોશ.

બેહરામ, ગોદરઝ, રીવનીઝથી, ખસુસ,
થયું દીલ સિયાહ મુજ, ગોયા આબનુસ.

દોડયો ઈરાંથી તેઝ ચુંગાલે સખ્ત,
ન ઢીલ કોઇ જગ્યા કીધી સેજ વખ્ત.

પડી જયારે ખાકાને ચીન પર નઝર,
કીના ભર્યાં મર્દો, ને નાંમીઓ, પર.

તે કાસુસ, તેના દબદબા બાઝુ પર,
ગોરઝ, હાથ, ગરદન, પેશાંનીએ, ગર.

કહયું દીલથી આવ્યો વખત મારે સર,
કારણ બાંધી મરદીની જયારથી કમર.

તો સાંમાન એટલો, એવા પહલવાન,
નથી જોયા લાંબી ઉમર દરમેયાન. ૧૮૭૭
ગયો છું હું માઝંદરાં દેવો પાસ,
ગોરઝ ભારી લઇને, સિયાહ રાતે ખાસ.
ન દીલ મારૂ મર્દોથી ડર્યું લગાર,
ને કેહેતો દીલોજાંથી દેવશ હું હાર.

થયો જંગમા આં સિયાહ મારો રોઝ,
ને દીલણી સિયાહ બન્યું ગેતી અફરોઝ.
બધા જો હવે, પાસે યઝદાંને પાક,
દુઃખોથી દરેક જણ અલેટઇએ ખાક.
તો બેહતર, છે તે દાદ, અને ઝોર, સખ્ત,
દેનારો શનિ સુર્ય, સમ તેઝ બખ્ત.
ન થાવ એમ કે ચઢતી એવી ગુમ થાય,
રખે આંપણી પડતી ઝરા આવી જાય.
બીજું એ કે જાસુસોએ તુર્ત ખાસ,
ખબર કરવી જોઇયે શાહે ગેતી પાસ.
કે સજશે તુરત નાંમવર તખ્તગાહ,
તથા સર ઉપર શાહી ધરશે કોલાહ.
બખશસે ગરીબોને ચીઝો ઝબર,
દોઆ હોજો એવાના જીવની ઉપર.
ઉતાર્યે હવે જંગનો આં પોષાક,
વધાર્યે ખુશાલી, અને લઈએ થાક. ૧૮૭૮
વિટેચ ગમ, મુરાદેહોલી, બેગુમાન,
ઝમાનો ગણેચ આંપણો દમ નિદાન.
ભલું, જામ લઇયે શરાબી અગર,
ન કરીયે આં નિર્દય ફલક પર નઝર.
શરાબબી હવે પીજીયે અરધી શબ,
ને ખોલ્યે બુઝર્ગોની યાદે આં લબ.
ફતેહમંદ યઝદાંના કરીયે શુકર,
તેનાથીજ છે બખ્ત, મરદી, હુંનર.
ઘટેચ કે આં દીલ પાંચ ત્રણની જહાન-
માં, રાખ્યે ન બહુ દર્દ ગમ દરમેયાન.

સુની બુઝરગોએ કીધી આફરીન,
વગર તારે હોતાં ન કોલાહ નગીન.

તે પુર કીર્તિ બુનીયાદ છે ખાંનદાન,
જણે માત જે પુત તારા સમાન.
ધરાવે જે પીલતનનાં જેવું ગોંહર,
બુલંદ તેનુ ફરતાં ફલકથી છે સર.
જાંણેચ ? તેં હમોં પર કીધી શું મહર,
તારા જીવથી આંસમાન છે શાદ તર.

હતા મુઆ સરવે, ને બરગશ્તા રોઝ,
તે તુંથી છે જીવતા, ને ગેતી ફ્રીરોઝ. ૧૮૭૯
દોઆ કીધી પહલવાંને સરદારો પર,
તથા દાદ, દીનનાં, ખુદા પર ઝબર.

ફરમાવ્યું, કે હાથી, ને ગજદંત તખ્ત,
લાવે તાજ, સોંનેરી સાંકળો સખ્ત.

મંગાવ્યો શરાબ બાદશાહી, ને જામ,
અવલ લીધું શાહે જહાંનુજ નામ.

થયો ખુશ શરાબે, જહાં પહલવાંન,
કે ફર્યાં તેઓ ખુશ રઓશન રવાંન.

કફન રાતનું ચીર્યું માહતાબે સખ્ત,
ને સજ્યું ફીરોઝાનું આંસ્માને તખ્ત.
તલાયા ગયા કોહો, વનથી, તેવાર,
થયો ઘંટ મધરાતનો જો પસાર.
ને આવ્યું ઝળકતું જો ખજર જણુઇ,
ઝમીનની સપાટી ગો યાકુત થઇ.
નગારાંના શોરો થયા તંબુ પાસ,
ગયા ત્યાંથી ફઓજી દીલેરોબી ખાસ.

કહયું રૂસતમે જંગીઓને નિદાન,
ના કેથેબી પીરાંનની છે નિશાન.

જવું જોઇયે માટે હવે જંગગાહ,
મોકળવા ઘટે ચારે બાજુ સેપાહ. ૧૮૮૦

તુરત પડયો શેરમર્દ બીઝન બહાર,
હતી જંગગાહ ત્યાં ગયો તેજ વાર.

જોઇ મુર્દાં, અસ્બાબે, પુર ગેતી ખાસ,
ખઝાનો સજેલો હતો ચારો પાસ.

જોયું સરવે જંગલ તે ઝખ્મીએ પુર,
જોયા ભોંયે પડયા, બંધાયલા ઝરૂર.

નહીં જોયો કેથીણી જીવતાને કોઈ,
ઝમીન પુર તંબુ, સરાપર્દે જોઈ.

ખબર પોંહચી રૂસતમની પાસે નિદાન,
ગયા નાસી તુરકીઓ છોડી મયદાન.

ઈરાનીના હીચકારાપણુથી ને ખાગ-
થી, છેડાયો સિંહ જેવો રૂસતમ શીતાબ.

કહયું સખ્ત શબ્દોથી ખોલી ઝબાન,
હતી અકલ નહીં કોઈના ભેજાં મેયાન?
કે શત્રુની એમ બે પાહાડ ખાસથી-
સેપાહ નાહસે, આપણી સેપાહ પાસથી.

ન કહેલું? ફેરવજો તળાયા નિદાન?
કઢણુ. ખીણો, કરજો આં જંગનું મેદાન?
મુકયાં માથાં આસાયશે ખાબગાહ?
તો રંજ ખેંચી શતરૂઓએ લીધી રાહ? ૧૮૮૧
કે આળસાઈથી ગમ ને રંજ આવશે,
ઉઠાવશે અગર રંજ, ગંજ આવશે.

ન આરામ એકબી દીવસ, શું કહુ?
છું ઇરાં તણી ફીકે ગમગીં બહુ.
છેડાયો તુસ ઉપર તે ચિત્તા સમાન,
શું છે ખાબગાહ કે લડશ્નું મેદાન?
હવે સાંમો તું હોમાં કલ્બાદની,
ને પીરાંન, રૂઇન ને પુલાદની.
બચાવ ફ્રૌજથી કરજે મયેદાં હંમેશ?
તું એક દેશનો, જુદો રૂસતમનો દેશ?
કુવત રાખતા હોય, કરો જંગ અહીં,
મદદ હવે હાથ આવશે મારી નહીં.
ફ્ર્યોં જંગથી હું ફતેહમંદ થઇ,
તો શેવટે સઊ રંજ બરબાદ ગઈ.
હતા કોંણુ ટુકડીના જાસુસ, તપાસ?
શું છે નામ ખાન્દાંની મુખીનું ખાસ?
શોધી કાઢે જેવારે જાસુસ અગર,
તો લાકડીથી મારજે પગો હાથ પર.
છીનવજે જેબી ચીઝ હોય તેની ગર,
બેડીથી, બુલંદ હાથીની પીઠ પર- ૧૮૮૨
બેસાડી, મોકળજે તેને શાહા પાસ,
કે માર્યો તે જાય જેથી દરબારે ખાસ.
હાથી દાંતનું તખ્ત, ગોહર, દીનાર,
કોલાહ, તાજ, કપડાં, ખઝાનો, અપાર.
લીધાં કોંણુ ફ્રૌજે ઇરાંમા, તપાસ?
તે કર સર્વે હદયાને એકઠો હયાં ખાસ?
ઘણાં શાહો આવ્યા હતા આં મેદાન,
હતા જેઓ સઊ નાંમદાંરે જેહાન.

બધા ચીની, સકલાબી, હીંદી, વહર,
હતા ગંજદારો, ધરાવનારા શહર.

તે હદયાથી શાહ માટે અવલ તું ધર,
પછી તારો, ને મારોબી, ભાગ કર.

કીધું આવી સરદારે એકઠું તમામ.
દીલેરો ગયા તે લડાઇને મુકામ.

કમરબંદ ઝરી, તાજ કેર્બાના ખાસ,
હાથીદાંતનું તખ્ત, રૂમી લેબાસ.

શું તીરો, કમાનો, ને પાખર, તમામ,
શું ગુર્ઝો, અને હીંદી ખંજર, તમામ.

કીધો પાહાડ એક, બે પહાડોમાં ખાસ,
જોવા ફૂઓજ એકઠી મળી આસપાસ. ૧૮૮૩

સવાર પોહળા છાતી, કમાં ખેંચનાર,
લડાયક, તનેબી ઝોરેમંદ, અપાર.

અગર ફેંકતે તીર પર વાળો ચાર,
ન એકથી બીજે નાંકે કરતે પસાર.

નિગાહ કીધી રૂસતમે, તો દંગ થયો,
ખુદાની સીફતબી કરી બહુ રહયો.

ને બોલ્યો ઝમાનો આં નાંપાયેદાર,
ઘડી કરે મહફીલ, ઘડી જંગ અપાર.

દરેકમાં ફરે છે ખઝાનો યકીન,
કદી શ્રાપ દે છે, કદી આફરીન.

કરેચ એક ભેગો ખઝાનો અગર,
તો ખાએ છે આવીને કોઈ દીગર.

એમજ કેહતા કામુસ, ખાકાને ચીન,
કે આતશથી બાળીશું ઈરાં ઝમીન.

આવ્યા મસ્ત હાથી, ને અસબાબે ગર,
ખઝાનો સજેલો, સેપાહ સંગ ઝબર.

હતા જે સેપાહ, ને ખઝાનાથી શાદ,
ને કરતા નહીં પળણી યઝદાંની યાદ.

ઝમીં, વખ્ત, પયેદા કીધું આંસમાન,
કીધું પયદા છુપું ને ઝાહેર નિદાન. ૧૮૮૪
રબે, જાંણી કરતુ ખુદાની સેપાસ,
ઢળેચ તે તરફ મર્દ [1]નેકીશનાસ.
આપણને તેથીજ દબદબો, ઝોર, છે,
નફો, ને ભલાઈ, છે તેનાથી જે.
સેપાહથી, ને ગંજેથી, આબાદ હતા,
વિચારો મગર સર્વે બેદાદ હતા.

નહીં જો કીધી પાક યઝદાંની યાદ,
ગયા ના તે આંસમાનાં ફરવાથી શાદ.

હવે આં દરેક મુલ્કના અકલમંદ,
ને સરદારો હર મુલ્કના મન પસંદ.

રવાંના કરશ હાથી પર પેશે શાહ,
ઝરીનું તખત, ને ઝરીની કોલાહ.

હદયો સરવે મસતાંન સાંઢણીઓ પર,
રવાંના કરશ ચીઝો લાયક અગર.

આં શમશીરે, હાથોનાં ઝોરે જહાન–
કરશ બોહળી, જોઇએ એવી બેગુમાન.

ન રાખીશ બદી, કે બુરાઓ જહાન,
દેવશ ભાગ તલવારે સઉને નિદાન.

જવશ દોડી હયાંથી હું ગંગદેઝ પાસ,
ન ઢીલ શોભે મર્દે દીલેરોને ખાસ. ૧૮૮૫

 ૧—નેકીનો પીછાણનારો.

ગુનેહગાર, ખુની, જેબી હોય અગર,
તે રહે મુલ્કમાં તો બુરૂ છે ઝબર.
ધોવા જોઇએ હાથોને લોહીએ કરી,
ન ચાહતો હું બેશે બુરાઓ ઠરી.
સરો બુતપરસ્તોનાં નાખશ હૂં ખાક,
દેખાડશ તેને રાહે યઝદાન પાક.
કહયું ત્યારે ગુદર્ઝે અયે નેંક ધ્યાંન!
તું કાયમ રહો, જયાં સુધી છે જહાંન!
શોધ્યો તેહેમતને ત્યારે કાસીદ ખાસ,
કે મોકળે શુરૂ શાહ ઉધરતાની પાસ.
કાઉસનો ફરીબોર્ઝ કીધો પસંદ,
હતો બેશી નઝદીક શાહનો બુલંદ.
તે બોલ્યો કે અયે અફસરે નામદાર!
તું છે તુખ્મ શાહી, તું છે શહરયાર!
આપણમાં તું બાહોશ, નેંકઅકલ, ખાસ,
સિયાવક્ષની જગ્યે તું છે શાહા પાસ.
હુંનરમંદ, દાના, નેંક અવલાદ છે,
તું છે શાદ, તુંથી બધા શાદ છે.
નથી તારા જેવો બીજો આં જહાન,
હુનરમંદ એવો દેલાવર જવાન. ૧૮૮૬
તુ જા હયાંથી તસ્દી ઉઠાવીને ખાસ,
આં લઇ મારૂ નામું નવા શાહા પાસ.
તારી સાથ કયેદીઓ લઇ જા મુદામ,
આં ઉઠો તથા આય હદયો તમામ.
કોલાહ, હાર, તાજો, તે સાંકળો સખ્ત,
ને મસ્ત હાથીઓ સંગ ગંજદંત તખ્ત.

ફરીબોર્ઝ બોલ્યો કે અય શેરે નર!
સફર માટે બાંધી છે મેં તંગ કમર.

## રૂસતમનું કયખુસરોની નઝદીક હદયા સાથે ફતેહમંદીનું નામું મોકલવું.

બોલાવ્યો નવીસંદો બાહોશ પાસ,
કહયા સર્વે લાયક સુખન તેને ખાસ.
તેના હુકમથી શાહી નામું મગર,
લખ્યું અંબરે કીમતી કપડાં ઉપર.
શુરૂ નામે કીધી ખુદાની સેપાસ,
જે છે હાલ, ને રેહેશે હંમેશાં ખાસ.
શનિ, સુર્ય, માહા, પયેદા કરનાર છે,
કુવત, દબદબો, તાજ, દેનાર છે.
ઝમાનો, ઝમીન, છે તેનુંજ આંસમાંન,
તેના હુકમ નિચે છે ડાહુપણ, રવાંન.
દોઆ તેથી હોજો તું પર શાહરયાર!
ઝમાનો રહો તારેથી યાદગાર। ૧૮૮૭
આવ્યો તુજં હુકનથી બે પાહાડોમાં હયાં,
હતી મુલ્ક ત્રણની સેપાહ ભેગી જયાં.
ખચીત તેગ મારનારાઓ સો હઝાર-
થી, ઝયાદા હતા દુશમનોના સવાર.

કશાંની, ને શકની, ને ચીની, ને હીંદ,
હતી ફઓજ ચીનથી કે દર્યાએ સીંદ.

ને કશ્મીરથી કોહશહદ ખીણ પાસ,
જોયા હાથી, અંમારી, તંબુઓ, ખાસ.

શહાની બદવલત ન ડર્યો લગાર,
લડઈગાહે કાઢયાં તેના ભેજાં બાહાર.

હમોએ કીધી રોઝ ચાળીશ જંગ,
હતી ગેતી તેઓ ઉપર ગોયા તંગ.

હતા તે બધા, મુલ્કના તાજવર,
ખઝાનો, તખત, તાજના, સર બ સર.

બે કોહમાં, ને જંગલ, ને મયેદાંને, ચાર,
થવાતું ન લાશો, ને લોહીથી, પસાર.

કે ચાળીસ ફરસંગ સુધી ત્યાં યકીન,
પડેલાં, ને કાદવ ભરી કુલ ઝમીન.

શેવટ તારી લાંબી બદવલતે આય,
કહું સઉ તો નાંમુબી લંબાન થાય. ૧૮૮૮

સમજ તું, કે શમશીરકસ ત્રીસ હઝાર,
માર્યા દુશમનોના લડઈમાં તેવાર.

તમામ બાદશાહોને બાંધ્યા છે બંદ,
ધર્યા હાથી પરથી મેં ગેચે કમંદ.

શુ ફરતુસ, મનસુર, ખાકાને ચીન,
જેના ઘોડાઓ નિચે ધુંજતી ઝમીન.
મોકલ્યા છે હમણાં તું બાદશાહની પાસ,
ગોંહર શાહી, ને હદયાઓ, સાથ ખાસ.
હજુર રાખુ છું હું લડઇનોજ કયાસ,
કદી આવે ગોરગીઝેરેહ તેગ પાસ.

કરૂ તાજ નેઝાનું, હું તેનું સર,
તે સરદાર સ્યાવક્ષના કીનામાં ગર.
ઝબાં સઉની તું પર ભરી આફ્રીન,
હો, આસ્માન ફરતાંનું સર તુંજ ઝમીન.
દીધું નામું તે મોહોર કરતાંની સાથ.
શાહી તુખ્મના તે ફ્રીબોર્ઝ હાથ.
શાહો, હાથી, સંગ ઉઠોબી, ત્રણ હઝાર,
લડઇગાહનો અસ્બાબ લાઠી તેવાર.
ફ્રીબોર્ઝે કાઉસ ગયો શાદતર,
શીતાબીથી ખુસરોની પાસે મગર. ૧૮૮૯
ગયો જંગી પીલતનબી સાથે નિદાન,
તથા ફઓજના દાંનાઓ પહલવાન.
મલ્યા છુટા પડતાં તે સરવે શીતાબ,
અને શાહે પાપણથી વર્સાવ્યું આબ.
સિયાહ રાતની તે જણાઈ ઝુલ્ફ જ્યાર,
ફર્યો ફઓજની તર્ફ ત્યાંથી તેવાર.
બેઠા તંબુરા સંગ ગવૈયા શરાબ,
મુંબારક કદમ નામવર કુલ શીતાબ.
ગયા તેઓ આરામી જગ્યા ઉપર,
હતા સઉ મુરાદે પુગેલા ઝબર.
પીળાં રંગી દીનારે ખુરશીદે ગર,
સીતમ કીધો આંસ્માની પર્દા ઉપર.
તો તંબુના દર્વાઝા પરથી તેવાર,
થયા તુર્ત કર્નાયોનાબી પુકાર.
કસી રૂસ્તમે હુમ્લો કરવા કમર,
અને બેઠો તેઝી તે ઘોડા ઉપર.

તેના હુકમે સામાન બાંધ્યો તે વખ્ત,
અને ચાલતા સઉ થયા રાહે સખ્ત.
ધર્યાં બેયાબાનો, અને લાંબી રાહ,
એવી રીતે ચાલી લડાયક સિપાહ. ૧૮૯૦
બોલ્યો તહમતન, તુસ અને ગેવ પાસ,
કે અયે નામેવર, જંગી, બાહદુરો ખાસ.
કરશ હાથ મારે આં સર્વે અસબાબ,
કરશ કામ તંગ દુશ્મનોનું શીતાબ.
દગાબાઝ કોણ જાણતું મર્દે સીન્દ,
કે લાવશે સેપાહ ચીની, સકલાબી, હીન્દ.
કરશ એવો બેહોશ, ગાફેલ, તદન,
સિયાવક્ષની ઘોરનીબી રજ તેનું તન.
કે હીંદ. અને શંગાન, સકલાબ, ચીન–
થી, કરશે ન કોઇ તે ઉપર આફરીન.
નગારાં ઠોકાયાં, ઉડી વનમાં ગર્દ,
હવા ધુળ ભરી થઇ, ઝમીં પુર મર્દ.
લડઇના તલપેલાઓ તે નાંમદાર,
વાદળ સુધી આવ્યા જેઓના પુકાર.
લડઇગાહથી આવ્યા બે મંઝીલ રાહ,
ઝમીં મુર્દાંઓથી હતી જે સિયાહ.
જોયું એક જંગલ કીધો ત્યાં મુકામ,
સિયાહ નદી, જંગલ, સેપાહથી તમામ.
થોડો વખ્ત થોભી ગયા તે મુકામ,
લીધો ફૂઓજે રાહની તે રંજે આરામ. ૧૮૯૧
ખુશીમાં ધરી હાથ બેઠો શરાબ,
ખુશી એક, એક મસ્ત, કરતોતો ખાબ.

આવ્યા કાસીદો હર મુલકના તેવાર,
હતા સરવે સરદારો, સઉ નાંમદાર.
શું હદયો, શું અસબાબ, ને કંઈ નિસાર,
ગયા, નામવર પાસ લઇને તેવાર.
પેલી ગમ ફરીબોર્ઝે કાઉસ શાહ,
જે શાહે ઇરાં તરફ કાપતોતો રાહ.
ગયા કંઈ દીવસ વાત પર એ નિદાન,
ન ફરવાથી થોભ્યું બુલંદ આંસમાન.
કહયું કોઇએ ફઓજે ઈરાં શાહ પાસ,
કે કાઉસનો આવ્યો ફરીબોર્ઝ ખાસ.
ગયો સાંમો લેવા શાહા નાંમદાર,
નગારાં, સનાઇં, સેપાહ, લઈ અપાર.
કે આવ્યો ફરીબોર્ઝ ખુસરોની પાસ,
ઝમીનને ચુંમી તેને જોયો જે ખાસ.
દોઆ બહુ કીધી પાદશાહની ઉપર,
ને બોલ્યો એ બખતે બુલંદ તાજવર.
તુંથી દીલ બુલંદ આંસમાનું હો શાદ!
તારી દાદથી હોજો ગેતી આબાદ! ૧૮૯૨
તે પહલવાનનું દીધું નામું મુદામ,
જે વાંચ્યું તે શાહોના શાહે તમામ.
દડઈગાહનું વાંચીને બન્યો હેરાન,
જે લસ્કરના પહલવાંને લખ્યુંતુ બયાન.
કીધી ખુંસરૂએ કયેદીઓ પર નઝર,
ઉંઠો, હાથીઓ, ને તે ઝખ્મીઓ, પર.
લગામ તેંણે ફેરવી અને આવ્યો રાહ,
ઉતારી તેંણે સરથી કયાંની કોલાહ.

નિચે આવ્યો યઝદાંની સાંમો, તે ખાક-
ઉપર લોટી, બોલ્યો ખુદાવંદે પાક.

કીધો ઝુલ્મ ઝુલ્મીએ મારી ઉપર,
મને દર્દો ગમથી કીધો બેપીદર.

છોડાવ્યો મને દર્દ ગમથી તેં ખાસ,
પોંચાડયો છે દવલત, અને તાજ પાસ.

ઝમાનો ઝમીં, બંદા મુજ પાસ છે,
મારા ગંજથી ગેતી પુર ખાસ છે.

સેપાહના નહીં, શુક્ર તારા નિદાન,
છીનવતો ના મારેથી રૂસતમનો જાન.

કરી બદગી પાછો ફર્યો જેવાર,
થયો હાથી, બંધવા કણેથી પસાર. ૧૮૯૩

કહયું કયેદખાનામા લઇ જાવો ખાસ,
એવોને બીજા કમનસીબોની પાસ.

ફરમાવ્યું પછી, જે હતું કાંઇ ખાસ,
તે સઉ લઇ ગયા તે ખઝાન્ચીની પાસ.

કીધો એક સરસ મહલ ખાલી તૈયાર,
જગા કીધી ખાકાને ચીનની તેવાર.

## કયખુસરો તરફથી સરપાવ સાથ રૂસતમનાં નામાનો જવાબ.

લખ્યો જવાબ નામાનો મેહેલે મગર,
દાંનાઇના ગુલશનમાં રોપ્યું શજર.
દોઆ રબની અવલ લખાવી અતી,
ફતેહમંદી જંગની જેથી જોઈ હુતી.
છે સુર્ય, ને ફરતાં ફલકનો, ધણી.
જેનાથી સુલેહ, જંગ, માયા, ઘણી.
જેણે એવું આંસ્માન કીધું સરસ,
કીધા ગેતી રોશન આં રાતો દીવસ.
કરેચ એક પયેદા એવો સિયાહ બખ્ત,
તો એકને કરે છે તે લાયકે તખ્ત.
ખુશી, ગમ, છે તે પાક રબથી મગર,
તેનાથીજ મરદી, ને દહેશત, ને ડર.
લખ્યું એમ પછી કે અરે પહલવાંન!
રહો પાકીઝા તન, ને રોશન રવાંન! ૧૮૯૪
લખ્યું તેં જેબી, તે પુગુ તખ્તગાહ,
કે હાથીઓ, કયદીઓ, તખ્તો, કોલાહ.
ચીની રેશમીં વસ્ત્ર, ગંજદંત તખ્ત,
અરબ ઘોડા, તાજો, ને સાંકળો, સખ્ત.
તમામ સાંઢણીઓ, અને તેનો સાજ,
ચીઝો પેહરવા ને બીછાવાને કાજ.

ખુશી, રંગ, મીજલસી સાંમાનો ખાસ,
આવે કોણુ લઈ જંગમા તારી પાસ ?
મગર તેજ આવે, કઝા જેને સર,
ધરાયો જીવે હોય પોતાનાં અમર.
ઉઠાવતો તું રંજ, સાંમે તુરકી સેપાહ,
તથા રેહેતો રાતો દીવસ જંગગાહ.
તે કામે હતી રાત દાહડો, ખબર,
એગાનાથી ખોલ્યા ન હોટો મગર.
રહી રાત દીન ઊભો યઝદાંની પાસ,
દોઆ કરતો નેંક અકલ જંગીને ખાસ.
જેનો હોય રૂસતમ જેવો પહલવાન,
છે બરહક હમીશાં રહે તે જવાન.
તારો બાંધ્યો હાથીએ ખાકાને ચીન,
મલ્યો, જેના પાપણો છે ગમમાં લીન. ૧૮૯૫
એને મારવા ખુશ નથી મુંજ જીગર,
ભલું કે રહે બંદમા કએદ અગર.
દીધો છે મને બોધ દાંનાએ શું ?
મળે જીવતો શત્રુતો બંદ કરજે તું.
ન કમ અકલે કરતો તુરત તેને ઠાર,
તે કએદી છે, મારશે તું ચાહશે જેવાર.
જો માર્યો તો જીવતો ના કરશે અગર,
કે કોઈ આપી લાંબી પોતાની ઊમર.
બચાવશું, કે રહે જેથી બંદમા નિદાન,
હવે પુગશે ખાકાનથી ના ઝીયાન.
બીજું એ કે જંગમા અગર બેશુમાર,
ધરે કોઇબી જો પાદશાહ નામદાર.

તુરત મારવો ના, તે શાહ છે મુદામ,
એવું કરવું બદ ઓ, ને છે બુરૂ કામ.
ન થા તેઝ હર કામે અયે નેંક બખ્ત!
કરવું ખુન કોઇનું એ છે કામ સખ્ત.
પીદર મુઓ તેઝીમાં મારો શીતાબ,
કે જે માટે લાનત એ અફ્રાસીયાબ?
તું અયે પહલવાં, જંગ બાહદુર બુલંદ!
કરજે લાંબા હાથોએ શત્રુને બંદ. ૧૮૯૬
તારા જેવો બંદો ન આંસ્મા ધરેચ,
તોપણ બખ્તથી મેહેર કમ ના કરેચ.
દોઆથી કીધું મુનશીએ પુરૂ ગર,
કીધી મોહોર ખુસરૂએ નામા ઉપર.
હુકમથી કીધો ત્યાર હદયો તમામ,
સજાવ્યાં પછીથી કમરબંદ લગામ.
કમરબંદ ઝરી, બાલોના સો ગુલામ,
ઘોડા સો ઝરી સાજ કીમતી તમામ.
ઉઠો સો ચીની કાપડોના નિદાન,
ઉઠો સો ગાલીચાઓના આલીશાન.
ઝળકતી બે યાકુતની વિંટી મુદામ,
ને ઝર મોતીનું તાજ કીમતી તમામ.
ને કપડાંઓ પેહેરવાના શાહી રંગીન,
તથા હાર,. સાંકળ, કમરબંદ ઝરીન.
હદયો ત્યાર સરદારોનો સઉ કીધો,
કરી ખાલી ગોયા ખઝાનો દીધો.
ફરીબોર્ઝને ગોર્ઝ તલવાર દઈ,
ઝરી તાજ, જોડા ઝરીનાબી, લઇ—

દીધા, ને કહયું, જેથી પાછો ગયો,
તે સરદાર ગમ ઈરાંથી જઇ રહયો. ૧૮૯૭

મોંઢબી કહયું જંગે અફ્રાસેયાબ-
થી, કરતો ના આરામ, ખાવું, કે ખાબ.

કે જ્યાં સુધી તે શાહનું છે સર બુલંદ,
કમંદ પેચમાં તારી આવે જો બદ.

ફરીબોર્ઝ ચાલ્યો શહાથી ખુશાલ,
ઈરાં ફ્ઓજના શાહની મરઝી મીસાલ.

## અફ્રાસેયાબનું તુરાની લશકરની હારથી વાકેફ થવું.

અફ્રાસ્યાબને થઇ ખબર એ જેવાર,
કે આતશ આયો આબે દર્યાથી બાહાર.

તે કામુસ, મનસુર, ખાકાને ચીન,
જેની હાર થઈ છે આં તુરાં ઝમીન.

કે ઇંરાથી ફ્ઓજ એક આવી આં જંગ,
બની રાહા ફરતાં ફલકનીબી તંગ.

દીવસ સુધી ચાળીશ આં જંગ રહી,
દીવસ રાત ગેતી એકજ રંગ રહી.

સવારોની ગર્દે છુપો આફતાબ,
નસીબ જાગતું લાગુ કરવાને ખાબ.

શેવટમાં આં લશકરેથી બેશુમાર,
ન લાયક રહયો જંગને કોઇ સવાર.
બુઝર્ગો, અને નામેવર, પહલવાન,
જેને ભારી બંદોથી બાંધ્યા નિહાન. ૧૮૯૮
નાંખ્યા ખ્વારીએ હાથીની પીઠ પર,
બે માઇલ સુધી ફૌજ હતી તે મગર.
ગયા બાંધી લઇ હયાંથી ઇરાં ઝમીન,
હઝારો બુઝર્ગો, ને ખાકાને ચીન.
ને મુરદાંઓથી થઇ એવી જંગગાહ,
નહીં ચાલવાને રહી કોઇ રાહ.
પેલી તર્ફથી પીરાં રાહે ખુતન,
ગયો નાસી, લઇ નામવર અંજુમન.
ન બચ્યો કશાંની, ચીની, હીંદી, કોય,
ન રૂસતમની તલ્વારે ઘા ખાધો હોય,
બે માઇલ ઝમીનબી તે લોહીએ ભરઇ,
ઝમીન બુઝરગો, હાથીથી, ખાલી થઇ.
આવેચ ફૌજ આં તર્ફથી છેક પાસ,
કીનાવર તહમતનને તાબેની ખાસ.
સેપાહ લડવા આપણુથી આવી જશે,
તો જંગલનો કોહ, કોહનું જંગલ થશે.
સુની એવી અફ્રાસેયાબે ખબર,
થયું દર્દમંદ દીલ, અને તેઝ સર.
તેર્યા સરવે સંરદારો, દાનાઓ, પાસ,
વિટાં કામની કીધી વાતોબી ખાસ. ૧૮૯૯
કે ઇરાનથી એક લશકર ઝબર,
હયાં આવે છે પોતાના લઇ નામવર.

હાર્યાં લશકરો, જે કે જંગી હતાં,
એવો સાજ! ભારે સેપાહો છતાં.
તે કામુસને ગમ, ને તે ખાકાને ચીન–
થી, ગોયા મને બાંધી લીધો ઝમીન.
સેપાહ એવી ઝખ્મી, અને ગઈ કપઇ,
દીલેરામાં બેભાગ જે કયેદ થઈ.
ગયા હાથીની પીઠ ઉપર લઈ ઇરાન,
ઝમીં કંઇક માઇલો ડુબી ખુંન મેયાન.
શું કરીયે, અને શોધીએ શું ઉપાય?
સમજવું ઘટે સેહેલ દીલથી ન આય.
હો સરદાર રૂસતમ જો આવતોજ ખાસ,
તો આં મુલ્ક રેહેશે ન કાંટા, કે ઘાસ.
હતો સરબોરાં જેવું ભચ્ચું જે વાર,
હું ચઢયોતો રએ પર સેપાહ લઇ તે વાર.
એવો ઝીનથી આવી ઉઠાવ્યો તે વખ્ત,
અજબ લશ્કરો થઇ ગયાં જેથી સખ્ત.
તો બખ્તરના બંદો, કમરબંદ તુટો,
પડયો નિંચે હું તેના હાથે છુટો. ૧૯૦૦
એની તેની જોઇ છે તાકત તમામ,
ને સમજી છે દાંનાઓથીબી મુદામ.
કે માઝંદરાંના દીલેરોથી ગર,
શું એખલાએ કીધું ગોરઝ લઇ ઝગર?
સુફેદ દેવનું ચીરું પહેલુ ઝબર,
તથા ગંદી, પોલાદ, બીદનું, જીગર.
તો સરદારોએ દીધો એવો જવાબ,
જગાથી દરેકે ઉભા થઇ શીતાબ.

દીલેરોએ સકલાબી, ચીની, અગર,
કીનો, જંગ, ઈરાંથી શોધ્યાં ઝબર.
બોલાવ્યા મદદ પર તે સરદારો કાંય?
કીધો કાંય ખાલી ખઝાનોબી ચાંય?
નથી કમ સેપાહમાં થયો કોઈ મગર,
ખુના મરકી ચાલી નથી આં શહર.
આવ્યો વખ્ત આંપણનો જંગને લડઈ,
પડયે વાઘ સમ દુશમનો પર જઈ.
તું રાખે છે રૂસતમથી દહેશત શુ કામ?
મુંકેચ કાંય શત્રુની ચઢતીમાં હામ?
જનમ્યાં છે સઉ માંથી મરવા મગર,
નથી ખુલ્લી, છે બંધ રાખી કમર. ૧૯૦૧
તે પગ ધરશે આંપણી ઝમીને અગર,
તો જોશે કીધેલાંનો બદલો ઝબર.
જો બાંધીશુ કીનામા સરવે કમર,
ન બચશે ઈરાંનીમાં કોઈ મગર.
અમીરોથી શાહે સમજયો જવાબ,
તો ચુંટયા સેપાહથી સુખનવર શીતાબ.
બોલાવ્યા દીલેરો, ને જંગી, શીતાબ,
તજી ખાવું, પીવું, ને આરામ, ખાબ.
ખઝાનાનો દર ખોલી દીધાં દીનાર,
પાયું ખુન જીવને, જીગરનું અપાર.
એવી થઈ દીલેર જંગીઓથી ઝમીન,
ગોયા લડવા આસમાન આવ્યું યકીન.

## ફરીબોર્ઝનું સરપાવ સાથ રૂસતમની નઝદીક પોંહચવું અને રૂસતમનું "સુગ્દ" ઊપર લશકર ખેંચવું અને "બીદાદ" શેહેરનો કીલ્લો હાથ કરવો.

પેલી તર્ફ ઇરાંનના પહલવાન,
કમર સઊએ બાંધી કીના દરમેયાન.
થયું કામ મુશકેલીનું પુરૂ ખાસ,
કે આવ્યો ફરીબોર્ઝ રૂસતમની પાસ.
શહાના તે હદયાની સંગ ખુશ જીગર,
હતાં જેમા તાજો, ને બાલી, મગર.
થયો જેથી ખુશ પહલવાં પીલતન,
મલ્યું ફઊજી દાનાઓનું અંજુમન. ૧૯૦૨
પુછી સઊ બુઝર્ગે ખબર શાહાની,
તખત, તાજની, મુલ્કની, રાહાની.
તો બોલ્યો તેવારે તે શાહી ઓલાદ,
કે છે તન દરોસ્ત ગેતીનો શાહા શાદ.
ઇરાની સેપાહના બધા નામવર,
સરઅફ્રાઝ શાહથી થયા શાદતર.
કીધી પહલવાં પર પછી આફ્રીન,
કે રૂસતમથી આબાદ રેહેજો ઝમીન.

તથી શાહે ગેતીનો જીવ શાદ રહો !
ઇરાંના ઝમીં મુલ્ક આબાદ રહો !

ચલાવી તે જગ્યાથીબી ફૂઓજ તે,
સમરકંદ રહયો આવી હફતાઓ બે.

શિકાર ગોરખરના, ને દારૂ પર હાથ,
લીધો વખ્ત થોડો પીની ખાંની સાથ.

ચલાવી તે જગ્યેથીબી ફૂઓજ છેક,
જોયું એક મંઝીલ ઉપર શેહેર એક.

હતુ શેહેરનું નામ બીદાદ તે,
હતો કીલ્લો ઇન્સાંથી આબાદ જે.

ખોરાક સર્વે માણુસનો ખાતાં હતાં,
પરી ચેહેરો હર વખ્ત માર્યાં જતાં. ૧૯૦૩

પલીદ પાદશાહના તે સુફ્રા ઉપર,
ન આવતું કશું જવાંન બચ્ચાં વગર.

હતા નોકરો જે કે સુંદર અગર,
કદોમા, ને ચેહેરામા, ખાંમી વગર.

તે ખોરાક હતો ખાના ઉપર હમેશ,
જેનાથી થતો તે શદા પરવરેશ.

દીધો તહમતને હુકમ તો ત્રણ હઝાર,
શું પાખર, શું બખ્તર, સજેલા સવાર.
ગયા ગોસ્તેહમ સાથે કીલ્લા ઉપર,
જેની સાથ બે પહલવાં નામવર.

બીઝન એક ગેવનો, હઝીરબી દીગર,
હતા જંગમા ઘર પકડના ઝબર.
હતું પાદશાહનું તે કાપુર નામ,
હતો શહર પર જેનો હુકમ તમામ.

સમજ્યું કે આવ્યો છે ઇરાં સેપાહ-
થી, સરદાર એક નામવર કીનેખાહ.
પેહર્યું કાકુરે જંગી બખ્તર નિદાન,
જે સાથે બધું શેહેર ચિત્તા સમાન.
હતા મર્દે મયદાં કમંદ ફેંકનાર,
લડાઇના એરણ, ને પત્થર અપાર. ૧૯૦૪
ભીડયો ગોસ્તેહમ સંગ કાકુર જઇ,
સેપાહબી તે બંધે ભેલાઇ ગઇ.
કીધી એક લડાઇ એવી, ગોયા શેર-
આવી લાગે સાબરની સામે દીલેર.
મુવા બહુ ઇરાની દીલેરો અગર,
તો ફેરવ્યાં સરવે લડાયેકે સર.
જોઇ એવી ગોસ્તેહમે જંગ નિદાન,
દીઠી દેવને હાથ ગયેલી જહાન.
કીધો હુકમ તીરોનો વર્સાવો મેહ,
કમીગાહ કરો બસ સવારોને એહ.
કહયું કાકુરે જંગીઓને નિદાન,
કે એરણે તીરની ન લાગતી નિશાન.
ઉઠાવો બધા ગુર્ઝ, તેગો, કમંદ,
કરો સર ઝબરદસ્તોના આય બંદ.
કરો સર્વ કુશીશ જંગને મેદાન,
સિંહો મસ્ત ઘુરરાતા વ્રાઘો સમાન.
દીલેરી ને મરદી આ જગ્યે કરો,
પગો નિચે માથાં બધાના ધરો.
એવી રીતે લડયા તેઓ થોડી વાર,
ગો દર્યાથી આતશ સળગ્યો અપાર. ૧૯૦૫

થયું તંગ ફરી ઇરાનીઓનું કામ,
ઘરાઇ ગયા જંગથી તે તમામ.
મુવા બહુ ઈરાનીઓમાથી મુદામ,
ફર્યું માથે વાદળ બલાનું તમામ.
બોલ્યો ગોસ્તેહમ તુર્ત બેઝનની પાસ,
લગામ જલ્દી ફેરવ તું ઘોડાની ખાસ.
ને રૂસતમને કહે થોભતો ના લગાર,
લગામને ફેરવજે બસો લઇ સવાર.
પવન સમ ગયો બીઝને ગેવ ખાસ,
કીધી વાતો સરવે, તહમતનની પાસ.
કીધી રૂસતમે તુર્ત ભારી રેકાબ,
ઉંચે નિંચે ફૂઓજે ન જોયું શીતાબ.
ગયો જંગગાહમા તુરત દોડી એમ,
કે આવે સિયાહ પાહાડથી ધોધ જેમ.
મુઆ બહુ દીઠા ઇરાનીમા જેવાર,
જોયા જં,ગથી ફરતા જંગી અપાર.
તો કાફુરને કહે ઓ બુરા બેહુંનર,
લાઉંચ આખેરી તારી જંગની ઝબર.
કીધો એક કાફુરે હમ્લો ઝબર,
તે ફળદ્રુપ શાહી દરખ્તની ઉપર. ૧૯૦૬
ગોયા તીર, શમશીર ફેંકી અગર,
કે આવી પડે શેર ધરનાર પર.
તુરત ધાલ રૂસતમે આગલ ધરી,
અસર ધાલ ઉપર તેગે કંઈ ના કરી.
ફેંકી ઝાલના તે પીસર પર કમંદ,
તો બચાવી ગરદન કમંદે બુલંદ.

કીધો મસ્ત હાથીના જેવો પુકાર,
ડરી તે જગો ગીઓ કાપુર તેવાર.

માર્યો ઝાલના બેટાએ ગુર્ઝ સર,
તુટાં ટોપ, ગરદન, અને સર ઝબર.

પડયું નાંખથી ભેજું સરની બાહાર,
પડયો ત્યાંજ કાપુર જંગી તેવાર.

કીધો હુમ્લો એક એમ કીલ્લાને દર,
હતાં ના ગોયા નાના મોટાં અગર.

દીવાલેથી તીર, બંધ કીલ્લો કરી–
ચલાવ્યા, પકડ ધર કરીને ફરી.

બોલ્યા મર્દ ઝોર હોશના સાથી તું,
દીસેચ વાઘના ચર્મસા હાથી તુ.

શું નામ આપ્યું બાપે, જનમ્યો જે વાર?
ફલક જંગનું, યા કમંદ ફેંકનાર? ૧૯૦૭

જશે વ્યર્થ રંજ, શેહેર માટે ઝબર,
કહેચ બુઝરગો એને જંગનુ શહર.
જો આવ્યો ઈરાંથી ફરીદુનનો તુર,
હરેક કારીગરને બોલાવ્યા ઝરૂર.
ઉભો આએ કીલ્લો કીધો એક મગર,
ઈંટો, વાંસ, પત્થર, ને કાષ્ટે ઝબર.

ઉભો જાદુથી કીધો ખેંચીને રંજ,
ઘણો રંજ વેઠી કીધો ખાલી ગંજ.

ઘણાં મર્દાને મર્દે રંજથી અપાર–
ચાહયું. દેઝની લાવે નીચે દીવાર.

ન શાહ કોઇ થયો આય કીલ્લા ઉપર.
ફોકટ ખેંચવી રંજ એ પર મગર.

હથયારો, ને ખોરાક, છે હયાં ઝબર,
નીચેથીબી રસ્તો છે લાવવા મગર.
તું રંજ વેઠશે વર્ષો જંગની અગર,
ન હાથ આવશે કંઈ લડાઇ વગર.
કે જાદુથી તુરના, ને આબેહની ફુંક-
થી, ગોફ્‌ણબી પુગતી ન કીલ્લે અચુક.
સુની પડયો રૂસતમ વિચારો મેયાન,
થયું, જંગ ભર્યું દીલ, ઝાહડી સમાન. ૧૯૦૮
ન મરઝી મુજબ જંગ થઈ એક ખાસ,
તો ગોઠવી સેપાહ દેઝની ચારો પાસ.
કે એક તર્ફે ગુદર્ઝ, એક તર્ફે તુસ,
પુઠે પીઠ હાથીઓ, કર્ણાયો, કુસ.
હતી ફ્રઓજ એક તર્ફેથી ઝાબુલી,
જે બખ્તરથી સજ, ખંજરો કાબુલી.
ઉંચેથી તીરો [1]"સંગનો" મેહ ઝબર,
કીધો તે દીલેરોના ધરનાર પર.
કે જોઇ એવું રૂસતમે પકડી કમાન,
હેરત કીલ્લામાં સઉ થયાં બેગુમાન.
જો કોઇ કરતું ઉંચે દીવાલેથી સર,
નિચે નાંખતો સર તુરત તેનું ગર.
મગઝને કેહેતો તીર છુપ્યું બયાન,
ભુંડી કરણી થઈ તેનો સાથી નિદાન.
પછી ખોડયો કીલ્લાનો પાયો તમામ,
દીવાલેથી માણુસો નાખવા સુદામ.
નિંચે સ્થંભનો ટેકો આપ્યો ઝબર,
સિયાહ તેલ નાખ્યું તે લાકડાં ઉપર.

૧ "પત્થરનો."

ખોડઈ રહી તે કીલ્લાની અરધી દીવાર,
લગાડી અગન લાકડામાં તેવાર. ૧૯૦૯

નિચે આવ્યો તુરનો તે કીલ્લો જો ખાસ,
ફરી વળ્યું લશકર તુરત ચારો પાસ.

કહયું રૂસતમે કે ઊઠાવો લડઈ,
કમાંનો, ને તીરો ખદંગીને, લઈ.

દીલેરોએ ગંજો, ને ફરઝંદો, કુલ,
તથા ખેસીઓ, મુલ્ક માટે, અમુલ.

કીધાં સઉએ માથાંઓ બરબાદ તે,
નસીબદાર તે, માંથી પયદા ન જે.

વધ્યા તુર્ત જંગીઓ આગળ નિદાન,
ધરી ઢાલોને, તીરોને, લઇ કમાન.

ધસી નેઝાદારોની સાથે જતા,
હરોલમાં બીઝન ગોસ્તેહમબી હતા.

તીરોનો હોય મેહ, આતશી ફુંક સખ્ત,
તો જોઈયે થવી લાચારીએ શીકશ્ત.

શહરની દીવાલેથી પડયા જો બાહાર,
ગયા દોડી જંગલે રડતા અપાર.

કીધો જંગીએ બંધ કીલ્લાનો દર,
ધસ્યો મારવા, કરવા તારાજ, ગર.
માર્યો તેમાથી તીરોએ ભાગ એક,
બીજો જંગીઓએ કીધો કયેદ છેક. ૧૯૧૦

ઝરો, ચાંદી, ને ચીઝો કીમતી, તમામ,
શું જાનવરો, બાંદીઓ, ને કંઇ ગુલામ.
તે જગ્યાથી લઈ ગઇ ઇરાની સેપાહ,
ને પકડી પોતાના રેઠાણોની રાહ.

ધોયું રૂસતમે સર, બદન, આવી ખાસ,
પ્રથમ ફર્યો ગેતીના સાહેબની પાસ.

ફતેહમંદી માટે નેયાયશ કીધી,
તે ગેતીના રબની સેતાયશ કીધી.

ઇરાનીઓને કહે, ખુદા સંગ બસ,
છે ઝાહીરથી બાતીન જોડાવું સરસ.

ફતેહમંદી માટે નેયાયશ કરો,
દીધી નેકી, તેની સેતાયશ કરો.

બુઝર્ગોએ ગેતીના યઝદાંની પાસ,
નમાવ્યાં સરો સઉએ ધરતીએ ખાસ.

થયા યાદે યઝદાંથી ફારેગ અગર,
તો કીધી દોઆ નામવરની ઉપર.

કે જે કોઇ ન લડવામા હોય તારી સમ,
તો ચુપ રેહેવું ઠીક, કાજે નામો શરમ.
આ પિ-તો, તન હાથી, ને સિંહની ચુંગાલ,
ધરાતો નથી જેથી જંગથી તું હાલ. ૧૬૧૧

કુવત, દબદબો, આં કહે તેહેમતન,
ઇનામ એક છે રબ તરફનું તદન,
મળ્યોચ તમનેબી હીસ્સો તેથીજ ખાસ,
ના કારણ છે. ફરીયાદનું રબની પાસ.

ફરમાવ્યું પછી, ગેવ લઇ દસ હઝાર,
સવાર પાઝરોના, અને ઢાલદાર-
ખુતનની ઝમીન તક તુરત દોડી જાય,
ન ભેગા થવા પામે તુરકીઓ આય,
બતાવી સીયાહ ઝુન્ફ રાતે જેવાર,
અંદેશાથી માહની વળી પીઠ યાર.

ગયો સ્વાર જંગીઓ સંગ ગેવ બસ,
કે જે કામે થઇ ઢીલ્રી ત્રણ દીવસ.

દેખાડયું જો તાજ અફ્તાબે જે વખ્ત,
આવી બેઠો હાથીના દાંતોને તખ્ત.

આવ્યો ગેવ જંગી તુરાંથી ફરી,
ઘણાં નામેવર પહેલવાનો ધરી.

તરાઝી હો પુતળાં એવી ખુબચહેર,
ઘોડાઓબી કીમતી, ને માલો ઝબર.

અરધ ભાગ શાહનો રવાંના કીધો,
બીજો ભાગ લશકરને વેંહચી દીધો. ૧૯૧૨

તેની બાદ ગોદર્ઝ, અને ગેવ, તુસ,
ને રોહામ, ગોસ્તેહમ, જંગી શીદુસ.

કે ગેવના બેઝન સંગ ઉઠયા તમામ,
નવેસરથી કીધી દોઆ એક મુદામ.
પછી બોલ્યો ગોદર્ઝ અય નામદાર,
છે જગ તારી માયાની ગરજઉ અપાર.

ન જોઇયે તારી સીફત વીન હોઠ બસ-
ઉઘાડવા, હવેથીતો રાતો દીવસ.
હમેશાં જીવો શાહ રઓશન રવાન,
સદા અકલમાં ઝઇફ, દવલતે જવાન.

પીદર પર પીદરથી પીસર પર પીસર,
ન થાઓ એમ કે ખાંન્દાંન .પામે 'ગુઝર.

તુ નેંક બખ્ત છે કોઇની હાજત વગર-
નો, સરદાર ગેતીના સરદારો પર.

તુને હોજો ગેતીના રબની પનાહ,
ઝમાનો, ઝમીં, તુજ બનો નેંકખાહ.

જે કોઈએ કે માપી છે ધરતી નિદાન,
ને જોયાં છે જંગ, કીનો, રાહત, જહાન.
વધુ ફ્રુઓજ એથી ન જોઇ એક ઠામ,
ન ઝઇફ દાંનાઓથીળી સમજી સુદામ. ૧૯૧૩
આં હાથી, હાથીદાંતોના તખ્ત, શાક,
આં મર્દો, આં ઘોડા, આં ગંજો, કોલ્લાહ
સિતારા તે મયદાંમા કરતા નિગાહ,
કે લાચાર જંગથી આં થઈ છે સિપાહ.
ફર્યા બહુ હમો આંય કીલ્લાની પાસ,
ન ચારો દીઠો એનો કોઇથાગી ખાસ.
પુકારતાતા અઝદાહના દમથી મગર,
કીધો તુજ કમાને છુટક સર બ સર.
તું પીઠ અફસરોની, છે તાજે ઇરાન,
તું પાસ હમો બંદા, તું અફસર નીદાન.
એ કામોનો બદલો દીએ દાદગર,
કરે શાદ હસ્તો સદા તારો ચહર.
ન બદલાની તાકત છે હમમાં નિદાન,
એ બસ છે, કે છે પુર દોઆથી ઝબાન.
કીધી તહમતને તેઓ પર આફ્રીન,
કે આબાદ રહો જંગીઓથી ઝમીન.
સીધી પીઠ મારી દીલેરોથી છે,
ઘવાહ દીલ આં રોશન છે વાતોનો જે.
નુરી ચેહેરે તમ, મારો તાઝો ચહર,
તમો મેહેરથી જાન રઓશન ઝબર. ૧૯૧૪
પછી એમ બોલ્યો કે હવાં ત્રણ દીવસ,
રહી શાદ જગ કર્યે પુર નુર બસ.

અફ્રાસ્યાબની જંગ તરફ ચોથે દીન,
અગન પાણીમા જઈ લગાડશું યકીન.
સેપાહ લઇ જશું તેના મુલ્કો ઉપર,
ને એક મર્તબે કરશું ઝેરો ઝબર.
બની એક મત સરવે ઉઠયા શીતાબ.
બોલાવ્યા રામેશગર, તંબુરા, શરાબ.

## અફ્રાસેયાબનું રૂસતમના આવવાથી વાકેફ થવું અને લડાઇની તઇયારી કરવી.

ખબર પાંમીઓ એવી અફ્રાસેયાબ,
કે જંગ માટે આવે છે રૂસતમ શેતાબ.
થયું ગમગીં એ વાતથી દીલ મુદામ,
થયા ફાંટા તન પરના વસ્ત્રો તમામ.
દીલે ધાર્યું જંગનુ કરે કાર કોણ ?
સેપાહ છે ઘણી, પણ છે સરદાર કોણ ?
શકે કોણ જઇ તે દીલેર સામે યાર ?
ન થાય જે તેની તેગના તાપે ખ્વાર ?
કહયું પેચ ખાઈને મારી પુકાર,
છે કોણ તેની જંગમા હમનબર્દ યાર ?
ન તુરકીમા જોતો હું તેની સમાન,
જગા તેની જંગમા લીયે જે નિદાન.

સેપાહ ત્યારે બોલી કે અફ્રાસેયાબ,
ફેરવ જંગે રૂસ્તમથી સર ના શીતાબ.
તું તે છે કે જંગગાહની ધુળની ઉપર-
થી, મારેચ. ખુની મોજા માહતાબ પર.
છે હથ્યારો, મર્દો, ને બીશ્યાર ગંજ,
તો લડવાથી દીલને હોએચ કાંય રંજ?
સવાર એક તણી જંગથી ગમ ન કર,
પહલવાંનો નામી ઉપર કર નઝર.
સમજ તે પોલાદી છે સઘળો અગર,
છે બાહદુર અગર તોએ એખલો મગર.
નાની વાતો મોટી છે તેનાથી આજ,
સજી ફઔજ ભારે, તેનેઃ કર ઈલાજ.
ફલકથી તેનું ખાકમાં લાવ સર,
પછી શું છે શાહનો, ને ઇરાંનો ડર?
ન આબાદ ખુસરૂ, કે ના તેનું તખ્ત,
ન ઈરાં મુલક, કે ન શાખો, દરખ્ત.
નઝર નાખ આં નાગી લશ્કર ઉપર,
ને ચુંટણી લડાયક જવાનોની કર.
પોતાના ઝર્મી, મુલ્ક, ફરઝંદ, તમામ,
ને ઓં, બાળકો, ખેશી માટે મુદામ. ૧૯૧૬
હમો સર્વે તનને કપાવીશુ બસ,
મુલક શત્રુને દેવા કરતાં સરસ.
જો અફ્રાસેયાબે સમજ્યા સુખન,
જુની જગો વિસરી ગયો તે તદન.
વડીલોના દેશ, ને પોતા માટે ખાસ,
વિચાર એક લાગ્યો નવો પોતા પાસ.

દીધો જવાબ કાઢીશ હું અરબાબે જંગ,
થશે સામું આવી ઉભું કામ તંગ.

થવા દઇશ ના, ખુસરૂ પોતાના બખ્ત-
તથા, તખ્તના જોરે થાય શાદ સખ્ત.

તે સર ઝાબુલીનું લડાઇને વખ્ત,
લાવશ ખાકમાં લાંબી ચુંગાલે સખ્ત.

નીબીરો જ્યારે દહશતે કમ થશે,
મમાવાને દેશ ભોગ રૂસતમ થશે.

ન છોડશ નગીરો, ન તેના દીલેર,
કરશ મારી તેગે આ તુફાન ઝેર.

પછી બોલ્યો કે ફૌજ તઈયાર થાય,
ઉઠયા સઉ નવો કીનો લેવાને આય.

કીધી અફસરોએ દોઆ તે ઉપર,
બોલાવ્યા કીના માટે કંઈ નામવર. ૧૯૧૭

હતો શેર દીલ નામે ફરગાર એક,
ફનો જોયલો, ફનથી છટકનારો છેક.
હતી શાહે જોયલી તેની જંગ બુલંદ,
કીધેલો તેને હર જગાએ પસંદ.

જગા કીધી ખાલી, બેગાનાથી ગર,
ને ફરગારને કહે એ નામીચા નર.
તું જા ફૌજે ઈરાં તરફ જલ્દતર,
પેલા જંગી રૂસતમ ઉપર કર નઝર.

જો કેટલા, કેવા છે સવારો, યકીન,
છે કોણુ તેના રહબર આં મુલ્કો ઝમીન?

લડાઈના હાથી, નરો કીને વર,
ઈરાં દેશના બદ ભલા નામેવર.

પડયો રસ્તે ફુરગાર નિકળ્યા જે વાર,
લેવા બાતમી ફ્રુઓજે હરાંની થાર.
થયું ગમગીં દીલ લોભી નરનું તે ખાસ,
બેગાનાઓને દીધા આવવા ન પાસ.
તેરાવ્યો પીસર કોઇ કાસીદ પાસ.
કીધી બહુ છુપા ભેદોની વાત ખાસ.
શીદેહને કહયું તેણે અય અકલમંદ!
સેપાહ તારી કયાં કરશે ગમ તુજ બુલંદ? ૧૯૧૮
સમજ કે તે એવી સેપાહ બેશુમાર,
આવેચ જંગમાં લઇને એટલા સવાર.
છે સરદાર શેરદીલ રૂસતમ મગર,
કરેચ ખાકનો તેગે કાદવ ઝગર.
શું કામુસ, મન્સુર, ખાકાને ચીન,
સીફતદાર ફરતુસ, ગદારે, યકીન.
શું કન્દર, ને શંગલ, જેવા શાહે હીંદ,
સેપાહ કાશમીરથી તે દરિયાએ સીંદ.
ફતેહથી તે [1] શેરગીર રૂસ્તમ તણી,
કપાઇ, અને કએદમી થઇ ઘણી.
લડયા દીન ચાળીશ લશકરની સંગ,
ઘડી ઢીલ કરતા, ઘડી કરતા જંગ.
સેવટ જેને રૂસતમે પેચે કમંદ-
થી, નાખી હાથીએથી, ને કીધા બંદ.
હરેક મુલ્કના જંગી અસવારોને,
હરેક તર્ફના દાંના સરદારોને.
ઘોડા, સાંઢણી, તાજ, હથયારો, સખ્ત,
મોકલ્યાં હરાં હાથીદાંતોના તખ્ત.

૧ સિંહને પકડનારો.

આવેચ એમ આં મુલ્ક પર બેગુમાન, ૧૯૧૯
દરેક નામદારો, ને લઈ પહલવાન.

હું ચાહતો નથી હયાં વધુ ગંજ તખ્ત,
ફર્યુંચ કેમકે એ કામથી મારૂ બખ્ત.

છે હમણાં કમરબંદો, તાજો, ને ઝર.
ઝરીન સાંકળો, ઢાલ ઝરરીન, મગર.

તે મોકળું છું અલ્લમાસ નદદીએ ફકત,
નથી નાઝ, તંબુરા, ગાવાના વખ્ત.

ડરૂચ તેહેમતન તેઝ ચુંગાલથી,
[1]મગર મોંઢે રહે કોણ ખુશહાલથી?

લડઈમાતો ઈન્સાં જણાતો નહીં,
ન રડતો દુઃખે, ઘા થી કળવાતો નહીં.

તિરો, તેગ, નેઝે, ન ડરતો નિદાન,
ગુરઝબી જો વરસાવે ઝઈફ આસમાન,

છે કાંસાંનો તે, યા પોલાદી તદન,
ન ઈન્સાંની અવલાદ, પણ અહરીમન.

ભીરે છે જે હથ્યારો જંગને દીવસ,
ધરાયેચ પીઠ ધરતીની તે ભારે બસ.
ધરેચ ટોપ, [2]જોશન, [3]ઝીરેહ, બબ્રેબ્યાન,
પુકારેચ ગરજતાં તે વાદળ સમાન.
ન તાબ હાથીને તેના હુમ્લાની ચાર,
નહીં નીલની કીશ્તીબી ખેંચે ઓજાર. ૧૯૨૦
હવા સમ પહાડ એક નીચે રાનની,
ગો રાખે છે અવલાદ અસમાનની.
ચલણુમા હરણુ છે, દમામે છે શેર,
શું દરીયા, શું પાહાડોમા, દોડેચ દીલેર.

૧ મગર મચ્છને ડાચે. ૨–બખ્તર સાદું. ૩–કડીદાર બખ્તર.

હું કહુ, હોય વધુ જાણુવા ઇંતેઝાર.
કરેચ દરિયો કીશ્તી મીસાલે પસાર.
કીધીચ મેં તે અસ્વારથી જંગ અનેક,
છે બખ્તર જેનું ચર્મ ચિત્તાનું એક.
ન હથ્યારો બન્યાં જેપર કારગર,
ઘણાં જોયાં અઝમાવી તીરો, [1]તબર.
હવે ચાહુ છું એક અઝમાવા જંગ,
કે જોઇયે ઝમાનો રહેચ કોણ સંગ.
બને આપણો યાર જો રઝ્મેમંદ,
મુરાદે ફરે આસમાંબી બુલંદ.
ના રાખીશ હું ઇરાં, કે ના શહરયાર,
ફરી જંગ કદી કરવી પડશે ન યાર.
થશે દસ્તે રૂસતમ ઉંચે જંગ દીવસ,
કરશ હું ન અતરે વધુ ઢીલ બસ.
મગર જઇશ તે તર્ફે દરિયાએ ચીન, ૧૯૨૧
તે માટે છોડશ મુલ્કે તુરાં ઝમીન.
ડરૂચ, બાપના જાનના અયે પીસર!
ફલક બેવફા ઝુલ્મીથી સર બ સર.
તો બોલ્યો શીદેહ અયે અકલમંદ શાહ,
જીવો શાદ, જયાં વેર છે તાજ [2]ગાહ
મોટઇ, દબદબો, તુંમા દાનાઇ છે,
હીંમત, બખ્ત, બુન્યાદો, મરદાઇ છે.
ન જોઇયેં તને દાંનાઓની સલાહ,
ઝમાનાની ગરદશ ઉપર કર નિગાહ.
છે ફરશીદવર્દ, ને હોમાં, ને પીરાન,
છે કલબાદ, નસ્તીહને જંગ મેયાન.

૧-કુહાડી. ૨ તખ્ત.

જે ભાગાં હથ્યારોના, તુટાં જીગર,
પડયા છે ગોયા ગમથી તુટી ઝબર.
હોમાવ કીશ્તી જંગની હવા પર નહીં,
તું જાણેચ કે આવી સેપાહ ભારે અહીં.
છે બાહદુર તું જગના શાહો મેયાન,
છે કરવઈઓ, ને સારી જોયલી જેહાન.

કસમ જાનો, સર, શાહે તુરાં સેપાહ,
તથા મેહેરો, માહ, તખ્તના, ને કોલાહ.

છે ખાકાને ચીની, ને કામુસના કામ-
થી દીલ દહીં, સર કીના ભર્યું, તમામ. ૧૯૨૨

ઘટે ગંગ તરફ ખેંચવી આ સેપાહ,
લડઈ ગમતો કરવી ન જોઇયે નેગાહ.
સેપાહ ચીન માચીનથી લાવીને આમ,
ઉંધા નાખવા દુશમનોને તમામ.

કહી એમ ગયો ખાબના ધામ પર,
કીના ભર્યાં દીલે, અને તેઝ સર.
સિયાહ રાતે ખોલીતી ગમગીં ચશમ,
હતી ગમથી માહતાબની પીઠ ખમ[1]

સિયાહ કસ્તુરી જેવી થઇતી જહાન,
જો ફુરગાર જઈ આવ્યો ફ્રુઓજે ઇરાન.
આવી લાગો નઝદીકે અફ્રાસેયાબ,
સિયાહ રાતના, વખ્તે આરામ ખાબ.
ને બોલ્યો બુલંદ આય દરગાહથી ખાસ,
ગયો હું તે દેવબંદ રૂસતમની પાસ.
જોયો તંબુ લીલો, ને મોટો અપાર,
ભયંકર વરૂ સમ હતો જ્યાં સવાર.

૧ વાંકી.

ઉભો એક જુડોગી અઝદાહ સુરત,
નિકળ્યો ગોયા હોય દરથી તુરત.
હતો તંબુમાં મસ્ત [1]હાથી ઝબર,
કસેલી જેણે બબ્રેબ્યાને કમર. ૧૯૨૩
ઉભોતો ઘોડો એક રંગીન પાસ,
તે જગ્યે, જે લેતો ન આરામ ખાસ.
તેના ઝીનના હરણુંથી ઝુલતી લગામ,
પટા પર કમંદનો હતો વળ તમામ.
હતા સરદારો ગેવ, ગોદર્ઝ, તુસ,
ફરીબોર્ઝ, ગુરગીન, જંગી શીદુસ.
તલાયો ગોરાઝેહબી ગોસ્તહમને લઇ,
ફરે છે બીઝન ગેવનો, સાથી થઇ.
થયો વાતે ફરગારની શાહ ઉદાસ,
આવ્યો એટલે કોઈ [2]ફ્રુઓજી પહલવાન પાસ.
કે આવેચ શીતાબીથી અફસર પીરાન,
બુઝર્ગો ને જંગના લઇ પહલવાન.
કીધી વાત ફરગારની તેની પાસ,
કે તે સંગ લડનારો છે કોણ ખાસ?
પીરાને કહયું આપણે જંગ કીધે-
સિવા ચારો શું. નામો શર્મો લીધે.
ઝમીં મુલ્ક, ફરઝંદો, માટે તમામ.
કુશીશ ખેસીઓ કાજે કરશું મુદામ.
જવાબ એવો સમજીને અફરાસેયાબ,
થયો જંગ કરવાને માટે શેતાબ. ૧૯૨૪
કહયું તેણે પીરાનને, લઇ સેપાહ,
તુ જા પાસે તે રૂસતમે કીનેખાહ.

 ૧–યાને હાથીના જેવો રૂસ્તમ હતો. ૨–ફોજનો પહલવાન અફરાસેયાબની પાસ

નિકલ્યા શાહા પાસથી સઉ મુદામ,
ગયા મયેદાં બાજુ લહાયક તમામ.
થયા ડંકાના મયેદાં શોરો પુકાર,
સિપાહની ધુળે જગ સિયાહ થઈ અપાર.
હતી ફઓજ એટલી, કે સારી જહાન,
ગોયા જેની ધુળે છુપાશે નિદાન.
નગારચીંઓએ [1]કુસ ઠોકયાં અપાર,
થયા હાથીઓ હથીઓ પર પસાર.

## અફ્રાસેયાબનું પુલાદવંદને રૂસતમની લડાઈ માટે બોલાવવું.

આવ્યો મેહેલથી મયેદાં અફ્રાસેયાબ,
થયો જંગે ઇરાન માટે શેતાબ.
ઝરૂરી જે કેહવું, કહયું પીરાં પાસ,
ગયો મયદાંથી, છુપી જગ્યાએ ખાસ.
કીધા દુર પરાયાને તંબુથી ખાસ,
બેસાડયો નવીસંદો પોતાની પાસ.
કહયું દાના મુનશીને તેડીને પાસ,
છુપો ભેદ રાખવો બુઝર્ગોનો ખાસ.
પુલાદવંદ પાસ એક નામું મગર- ૧૯૨૫
લખી, ભેદ છુપાથી વાકેફ કર.
પ્રથમ લખ દોઆ તું કે દાદારે પાક,
જેનાથી જે કઉવત, જેનાથી હલાક.

[1] નગારાં.

ઘણી ફરતાં આસ્માં, શનિશ્ચર, તણો,
ઘણી નુરી સુર્ય, ને શુકકર, તણો.

દોઆ લખ પહલવાંનો બાંધનાર પર,
પુલાદવંદ સરદાર પર નામેવર.

શું આપણુ પર વિટ્યું જણાવી તું દે,
સિયાહ દીનના તે નામી રૂસતમથી જે.

તથા સરદારો પુર હુંનર નાંમેવર,
શું ગુદર્ઝ, તુસ, પહલવાંનોથી ગર.
જણાવ મુજ નબીરાના સર્વે તું કામ,
સેપાહ, મુલ્કના, તે ઘણીના તમામ.

મેં પાળ્યો તેને મારા જીવની મીસાલ,
હવાથીબી પોંહચવા દીધો ના ઝવાલ.

મદદગાર થાય આંસમાં જો બુલંદ,
ને આવે આં મુલ્કે તું પોલાદવંદ.

મુલક ચીન સકલાબની બહુ સેપાહ,
એમા ગઇ છે મારી, ને થઈ છે તબાહ.
ઝમી મુલ્ક વચેરાં થયાં જે તમામ, ૧૯૨૬

ઇરાની તે સઉ જંગીઓથી મુદામ.
કીધી કએદ સારી સેપાહ બેગુમાન,
કીધું કાળા દરિયા મીસાલે તુરાન.
સેપાહ તેની છે ચાલતા કોહ સમાન,
છે સરદારબી રૂસતમે પહલવાન.
લડાયક છે ગોદર્ઝ, અને ગેવ, તુસ,
પુગાડે છે વાદળ તલક શોરે કુસ.

જો રૂસતમ બને તારા હાથે તબાહ,
તો રાહ લે ન આં મુલ્કની તે સેપાહ.

છે આં મુલ્કને રંજ તેથી તમામ,
મદદગાર એ કામે થા તું મુદામ.
કઝા તેની આવે તુંજ હાથે નિદાન,
તો થાય ઝેર દુન્યાં બધી બેગુમાન.

મુજ આબાદ આં શાહીમાથી સહી,
વધુ ગંજ લઈશ એક હીસ્સાથી નહી.

બીજો ભાગ તારો છે કોલાહ, ને ગંજ,
છે જંગ આજ તારી, ને તારોજ રંજ.

બુલંદ નામ ગેતીમાં તારૂ યકીન–
થશે, નાગી સરદાર તુરાં ઝમીન.

કીધી મોહોર શાહી તે નામા ઉપર,
કરક રાશીથી કાઢયું. માહુતાબે સર. ૧૯૨૭

કે આવ્યો કમર તંગ, શીદેહ બાપ પાસ,
હતો તેજ ગમખ્વાર, એલચીમી ખાસ.
તે ભયથી ને આફતથી આતશ સમાન,
આવ્યો પાસે પુલાદવંદની નિદાન.

દીધું નામું, તેપર દોઆઓ કરી,
કહયાં સરવે રૂસતમના કામો ફરી.

હતો એક શાહબી તે પુલાદવંદ,
ફલક તક હતી જેની આશા બુલંદ,
હતો રેહેતો ચીનના પહાડો મેયાન,
નહીં કોઇ હતો મુલ્કમા તે સમાન.
લડાયેક મર્દો, ને લશકર ઝબર,
સેપાહ ગોયા ચિતો, ને અફસર [1]મગર.

તેર્યા દાંના સરદારોને તેણે પાસ,
ચલાવી હરેક રીતની વાતો ખાસ,

૧ મગર મચ્છ.

હતું નામ અંદર, કહયું તે નિદાન,
હતો રંગીલો, ગેતી જીતનાર, જવાન.
દીધો હુકમ કાઢો નગારાંઓ બાહાર,
ને લઈ ચાલો જંગલે તંબુ અપાર.
કીધી દેવ જેવી સેપાહ બેશુમાર,
ઉઠયા ફ્રૂઓજના જંગીઓથી પુકાર ૧૯૨૮
પીડે જુંડો, આગળથી પોલાદવંદ,
તે સરદાર લઈ [1]ભાથરાઓ કમંદ.
ઉતર્યો તે કોહ, કીધું પાણી પસાર,
અફ્રાસ્યાબની પાસે આવ્યો તે વાર.
થયા શોર ડંકાના, દરઘાહે શાહ,
ગઈ સામી લેવા તેને કુલ સેપાહ.
તે જગ જોયલા [2]મરદે બગલમાં ધરી,
ઘણી વાતો કીધી વિટેલી ફરી.
છે તુરકીઓને કોણથી રંજ આય,?
સરંજામ શું એનો, છે શું ઉપાય?
ગયા તેઓ શાહના મહલ તર્ફે જયાર,
કીધી ત્યાં નવી તદબીરો, ને વીચાર.
પછી બોલ્યો હર વાતે અફ્રાસિયાબ,
શું ઢીલ, કે શું હુમ્લાના કામે શિતાબ,
સિયાવક્ષના ખુને તેના હાથ માં,
શું આવ્યું લડાઈ, ને વાતોથી આં.
શું મન્શુર. ખાકાન, કામુસ દીલેર-
ની, વાતો વીટેલી કહી તેની મેર.
કહયું, છે એકજ મર્દથી મુજને ગમ,
કે છે જેનો પોશાક ચિત્તા ચરમ, ૧૯૨૯

૧ તીરના ડેલાઓ. ૨ યાને અફ્રાસ્યાબે.

નથી બનતાં હથ્યારોની કારગર,
બબ્રેબ્યાન, કોલાહ, ચીનીઢાલ, પર.

તું આવ્યો છે કાપી આં રાહ ને વિરાન,
તો કર મારાં કામોનો ચારો નિદાન.

પુલાદવંદનો જીવ થયો દર્દમંદ,
કે ખોલું એ કામોનો શી રીતે બંદ.

અફ્રાસ્યાબને તેણે દીધો જવાબ,
ન થા જંગમા એ રીતે તું શીતાબ.

એ રૂસતમ છે તે, કે જે માઝંદરાન,-
ને લઇ, ભારી ગુર્ઝે કીધું છે વીરાન.

ચીર્યું'ચ જેણે દેવે સુફીદનું જીગર,
પુલાદ, ગંદી, બીદના, કલેજાં ઝગર.

ટકી ના શકશ જેની જંગે લગાર,
તેની હારનો હું ન કરતો વિચાર.

છતાં જાનો, તન, તુજ વિચારે છે આય,
હમેશાં તારો રહનુમા અકલ થાય.

કરશ જંગમા ચારો તે માટે ખાસ,
ફરશ ગોયા ચિન્તો, તેની આસપાસ.

સેપાહ લઈ જજે તું સેપાહની ઉપર,
કે જોઇ ફઓાજ ફરશે તુરત તેનું સર.

કરશ એવો ચારો, ન તો કાંઇ દસ્ત-
થી, છાતી કે ગર્દન ન પાંમે શીકસ્ત.
થયો ખુશ સુની જાને અફ્રાસેયાબ,

મંગાવ્યા રોબાબ, ચંગ, નુરી, શરાબ.
થયો મસ્ત જેથી તે પુલાદવંદ,
કહયું એમ તે સાથે બાંગે બુલંદ.

મે ઝોહાક, જંમ, ફરીદુનના તમામ,
કીધાં બંદ ખાવું, ને ખાબો, આરામ.

ડરેચ મારા આવાઝથી બીરેહમન,
માહારી નામવર આં સેપાહથી તદન.

આં ઝાબુલીને મારી શમશીરે તેઝ,
લડઇની જગેહ હું કરશ રેઝરેઝ.

શું રૂસતમ, શું એક મુઠ્ઠી રજ મારી પાસ.
ન ડર ગેવ, તુસનો, કે ખુસરૂનો. ખાસ.

## પુલાદવંદની ઇરાનનાં પહલવાનો સાથની લડાઇ.

દેખાડયો નુરી જુંડો ખુરશીદે કુલ,
થયું વસ્ત્ર આંસ્માની, કોસંબી ફુલ.

આવ્યા શાહની દરગાહથી ડંકાઓ બાહાર,
સેપાહના પુગા વાદળ ઉપર પુકાર.

હતો પેશ લશકરની પોલાદવંદ,
કમાં બાઝુ ઉપર, તને ઝોરેમંદ. ૧૯૩૧

ઉભી સફને ખેંચી તે બંધે સેપાહ,
હવા થઇ બલુ, ને ઝમીં થઇ સેયાહ.

બબ્રેબ્યાન રૂસતમે સજીયું ઝબર,
બેઠો મસ્ત તોફાંની [1]હાથી. ઉપર.

૧ યાને હાથી જેવા રખ્શ પર.

બની ગુસ્સે હુમ્લો કીધો સીધી ગમ,
માર્યા જંગી બહુ તુર્કમાં દમ બ દમ.
રહયો જોઇ એવું તે પુલાદવંદ,
શિકારબંદથી ખોલી ચાંચી કમંદ.
વળગ્યો ગોયા તુસથી હાથી મસ્ત,
કમંદ બાજુ ઉપર, ધરી ગુર્ઝ દસ્ત.
કમરબંદ ધરી તુસને તેને ઝાન–
થી, સેજે ઉઠાવી પટકયો ઝમીન.
એવી જંગ જોઇ તેની, ગેવે ગર,
દીઠું નવદરી તુસનું ઉંધું સર.
તો ડપટાવ્યો [1]સબદેઝ ત્યાંથી ઝબર,
લગાડયાં તનો, જાન, જંગની ઉપર
વળગ્યો ગોયા દેવથા શેરેનર,
[2]ઝીરેહદાર થઇ ગોર્ઝ લઇ ગાવસર.
મગર નાંખી પુલાદવંદે કમંદ,
થયું જેથી સર ગેવ જંગીનું બંદ. ૧૯૩૨
બીઝન દુરથી જોઇ રોહામ સાથ,
એવું ઝોર, અને ગુર્ઝ, અને તેઝ હાથ.
દોડયા તેઓ, કે દસ્તે પોલાદવંદ,
કમંદ પેચથી બે જણાં કર્યો બંદ.
તો ચાલાક પુલાદે લંબાવ્યો દસ્ત,
કીધો શોર, ડપટાવી ઘોડાને સખ્ત.
ભર્યા દબદબાના બે જંગી દીલેર,
બુલંદ છાંયાના નામવર ગોયા શેર.
કીધા ખ્વારબી ખાક દરમ્યાનમાં,
કંઇએક સ્વારો સનમુખ મયદાનમાં.

૧ યાને સિયાહ કીલ્લાના જેવો ઘોડો ૨ બખ્તર સાથનો.

અને આવ્યો કાવેયાંની ઝુંડાની પાસ,
બે ટુકડા કીધા વચ્ચે, ખંજરથી ખાસ.
પડયો ખાકમાં તુર્ત ઝુંડો અગર,
જખુન લાગું ઇરાનીઓને ઝબર.
ઉઠયા શોર ઈરાં સેપાહ દરમેયાન,
ન કોઇબી રહયો જંગગાહ પહલવાન.
ફરીબોર્ઝ, ગોદર્ઝ, કંઇ પહલવાન,
જોઈ દેવ જંગીની એવી નિશાન.
બોલ્યા તેઓ, અયે રૂસ્તમે કીનેખાહ!
કે પુલાદવંદે તો આં જંગગાહ. ૧૯૩૩
રાખ્યો એક નહીં ઝીન ઉપર નામદાર,
દીલેરે સેપાહમા ન એવો સવાર.
જેને ખાકમાં નાંખ્યો પુલાદે નહીં!
ગોરઝ, તીર, ખંજર, કમંદે, અહીં!
લડઇ ગાહામાં શોક બહુ થઇ ગયોચ,
એ કામે મદદગાર રૂસતમ રહયોચ.
ઉઠયા શોર રડવાનાબી તેની સાથ,
હરોલ ફઓજની ડાબે ને સીધે હાથ.
કીધો ઝઈફ ગોદર્ઝે એવોજ કયાસ,
રોહામ, બીઝને [1]શેરગીર કાજ ખાસ.
કે બેહુ ગુમ થયા ગોદરઝના પીસર,
રડયો નઝદીકે દાવરો દાદગર.
હતા એટલા માહરા નબીરા પીસર,
કે રાખતો હું ખુરશીદથી ઉંચે સર.
તે મુજ સામે જંગમા કપાઇ ગયા,
સિતારો, ને બદ રોઝ, માહરા થયા.

15 ૧-સિંહને પકડનાર.

રહયો ઝઈફ હું, ને મુવા જવાંન તે,
શરમ હોજો કોલાહ, કમરબંદથી એ.

કમરબંદ ખોલ્યો, ને ફેંકી કોલાહ,
પુકારવા, અને લાગો ભરવાને આહ! ૧૯૩૪

## રૂસતમની પુલાદવંદ સાથની લડાઇ.

થયો ગમગીં રૂસતમ સમજ્યું જેવાર,
ધ્રુંજ્યો ઝાડની શાખ જેવો તેવાર.

આવી લાગો નઝદીકે પુલાદવંદ,
જોયો તેને, હોય પાહાડ જાણે બુલંદ.

દુઃખી બન્યો જંગી ચારોધા દીલેર–
હતા જેઓ ગોરખર, ને દુશમનતો શેર.

જોયું તેંણે લશકરને ઝખમી તમામ,
પેલી તર્ફ ચાલુ દીઠી જંગ મુદામ.

કહયું દીલથી, બદ આંપણો છે આં દીન,
છે સર નાંમદારોના હયેરાં યકીન.

ગઈચ આંપણી જંગ ઉલટાઈ સખ્ત,
પડયું ખાબમાં આંપણુ નેક બખ્ત.

છું એકતો વળી સુસ્ત હું આજ અહીં,
વિતી રાતની ઉંઘ ઉડતી નહીં.
બીજું એ કે દેવ આં નલાયક અપાર,
શરીરે છે ભયભિત, ચંચળ સવાર.
કીધો રખ્શને તેઝ, હાબીને રાંન,
બની ગુસ્સે કીધું લડાઈનું દયાંન.
કહયું તેને, કે દેવ અયે [૧]બદશીગાલ ?
કે જોશે તું હમણાં ઝમાનાની ચાલ. ૧૯૩૫
પુગો સાદ રૂસતમનો પહલવાનો પાસ,
જોયા અફ્સરે, પ્યાદા જંગીઓ ખાસ.
તો બોલ્યો કે અયે ગેતીના કીરદેગાર,
તું ઝાહેર, છુપાંથી, વધુ જાણનાર.
દે બળ ફ્ઓજ તોડનારૂ મુજને આંવાર,
તું તોડ મુજથી દેવ આં સેપાહ તોડનાર.
મુજ આંખો આં જંગમા જો ફુટી હતે,
બુરો દહાડો જોવાથી, તે ઠીક થતે.
કારણ કે ઇરાંનીમા છે આં પુકાર,
પીરાં, ને હોમાં, દેવ નરથી અપાર.
શું રોહામ, ગેવ, તુસ, પ્યાદા હતા,
ને બેઝન, જે ગાલેબ સિંહો પર થતા.
મુવા ઘોડા સરદારોના, તીરથી,
વળગ્યા છે પેયાદા તોબી ધીરથી.
ભાર્યો દેવે પુલાદવંદથી ઝબર,
ને વળદાર ફેંકી કમંદ તે ઉપર.
ચોરાવી દીલેર સ્વારે ગરદન ફરી,
લડઇથી ધરાયો, ગયો બહુ ડરી.

૧—બુરી ખસલતનો.

કમંદ તહમતનની જો ખાલી ગઇ,
તો પેચે કમંદ સર બચાવી લઇ. ૧૯૩૬
ને બોલ્યો તે પુલાદવંદ અયે દીલેર!
જેહાં જો ગેલા નામ ઉઠાવનાર શેર.
કે મસ્ત હાથી તું પાસથી નાસી જાય,
મગર જોશે નીલ દર્યાનો મોજો આય.
હવે જો મારી જંગની આગ ખાસ,
કમંદ, ઝોર, હીંમત, અને મારો સહાસ.
હવેથી ન જોશે તું શાહની નિશાન,
ન કોઇ નામદારો, કે કોઇ પહલવાન.
ન જોશે [1]ઝમીન તે હવે ખાબગાહ,
હું સોંપશ અફ્રાસ્યાબને તુજ સેપાહ.
સીવશ તનને તીરની અણીએ કરી,
ન જોય ઝાલ ઝઇફ, આંખ તારી ફરી.
કહે ત્યારે રૂસતમ પુલાદવંદને,
દઇશ કેટલાં ડર, ધંમકી, ને ફંદને.
ન હોતા દીલેરોમાં તેઝી ઝબાન,
જો હોય છે, તો ખોય છે, તે સર બેગુમાન.
દીલેર તું અગર છે ઉઠાવનારો નામ,
નથી પણ તું કેર્સાસ્પ જંગી, કે સામ.
સમજ્યા એ પુલાદવંદે સુખન,
જુની વાત યાદ આવી તેને તદન. ૧૯૩૭
કે જે કોઇ જંગ ઝુલ્મી શોધેચ અગર,
તે જાયેચ તુટાં દીલે, ફીકકે ચહર.
બદી દોસ્ત દુશ્મનથી પોંહચે એકાદ,
ભલું તોબી બદ નેકને દેવી દાદ.

૧ યાને ઇરાનની સર ઝમીન.

છે તેજ આંચ રૂસતમ, કે માઝંદરાન,
લીધું ભારી ગુર્ઝે સિયાહ રાત મ્યાન.
કહ્યું એમ કે જંગ આઝમાવેલા નર,
થઇયે ખોટી કાં વ્યર્થ આંપણુ મગર?
પડયા લડવા, મયેદાં ઉડી ગર્દ સખ્ત,
લડાયક બે સિંહો, બે હાથીઓ મસ્ત.
માર્યો ગુર્ઝ પીલતને સરની ઉપર,
જેનો સાદ સાંભળ્યો ફ્રૂઓજે ઝબર.
અંધારાં પુલાદવંદની આંખ મહી-
આવ્યાં, કે લગામ હાથમાં ના રહી.
ખાધો દર્દથી જમણી ગમ પેચ બસ,
કહયું આં દીવસ છે બલાનો દીવસ.
તહમતને ધાર્યું ભેજું તેના સર-
નું, બેકાનથી બાહાર પડશું, મગર-
હતો જોને પુલાદવંદ જો આબાદ,
કીધો તહમતને જગનો સાહેબ યાદ ૧૯૩૮
કે જગની, ઓ ગર્દીશથી ઝયાદા અપાર,
જોનારો બધું, જગધણી, કીરદેગાર.
ન હોય રીત મુજ જંગની ઠીક ગર,
તો જીવ મારો જગમાં ન આબાદ કર.
પણ અફ્રાસેયાબ હોય બેદાદગર,
તો નાલે કુવત, હાથનો મુંજ હુંનર.
ન ઠીક, દસ્તે પોલાદવંદથી નિદાંન,
કે છોડવે તું બંધ આં પડેલું રવાંન.
જવશ તેના હાથે હું માર્યો અગર,
ન રેહેશે ઇરાં એકબી જંગી નર.

નહીં મર્દ ખેડુત, નહીં કારીગર,
ન ધર્તી, ન મુલ્કો, ન ખાકો, ન શહર.
કહયું રૂસતમે કે ઓ પુલાદવંદ,
પુગો શું દીલેરોના ગુર્ઝે [1]ગઝંદ?
બે હાથો ન ધરતા લગામે સિયાહ,
થા પ્યાદો, ને અયે દેવ માફી તું ચાહ.
દીધો ત્યારે પુલાદવંદે જવાબ,
ન થઈ હાંણી મુજને આં ગુર્ઝે શીતાબ.
એ કહી, તેગ પુલાદે ખેંચી ઝબર,
મારી તેહેંમતન તાજબક્ષના તે સર. ૧૯૩૯
ન થઈ ચીની લોઢાં ઉપર કારગર,
થયો જંગી પુલાદ હયેરત ઝબર.
ન રૂસતમ ઉપર તેગથી થઈ અસર,
થયો ગુસ્સે [2]બદખુ ઝમાના ઉપર.
પુલાદ બાંધ ગર્દનથી ગમગીં અપાર,
કહયું રૂસતમે ઝાલને બીજી વાર.
કે જંગનુ આં બખતર, [3]મુવેલું બબર,
કાઢી આં કોલાહ, સિયાહ રંગની ઝબર.
બીજાં બાંધ હથીયાર કે હું બી ખાસ-
બીજાં બાંધી ને આઉ દોડી તું પાસ.
કહે ત્યારે રૂસતમ બને કંઇ ન આય,
ન અટકાવ રેલનો, નદીમા આં થાય.
લડાઇના હથ્યારો બંદલશ નહીં,
જે છે તેજ રેહેવા દે તું બી અહીં.
વળગ્યા બીજી વાર બંધે નિદાન,
તે નાંમીચો પુલાદ, અને પહલવાન.

1-હાંણી, 2-બુરી ખસલતનો. 3-મુવા વાઘનું ચરમ.

ન કીધી ગોરઝ ભારીએ કંઈ અસર,
બબ્રેબ્યાન, પોલાદી બખ્તર, ઉપર.
બોલ્યો એમ લડાયેક જંગી પોલાદ,
છે કુશ્તીથી મરદાંને મરદોની યાદ. ૧૯૪૦
વિચાર હો,ય તો મસ્ત સિંહ સમ અગર,
આપણ બાં,ધીએ કુશ્તીમા બેહુ કમર.
અને રમ્યે કુશ્તીબી હયાં એક દીગર,
ધરી બેહુ કમરબંદ છેડા ઝબર.
મદદ જોઇયે કોણે ઝમાનો કરેચ ?
ને કોણ જંગથી ગમ ભરેલો ફરેચ ?
તો બોલ્યો, ન લાયક અરે દેવ તું !
દીલેરોના ઝખમે તું ટકનાર શું !
કરેચ ફંદ કોહલાં મીસાલે અગર !
તેથી શું થશે ? તુંજ બંધાશે સર.
શુ ફન, જાદુ, કુશ્તીમા કરનાર છે ?
ને ફાંસાથી ગરદન નિકળનાર છે ?
નિચે રખશની પીઠથી આવ્યો, કહી,
તેના ડરથી દુઢું દીલે દેવ સહી.
પછી બેહુ જણાંઓએ તે વાત પર,
કે સોગંદળી એક ખાધા ઝબર.
ન આવે મદદ બે તરફથી નિદાન,
લડાયક દીલેરોની જંગ દરમિયાન.
પછી આવ્યા ઘોડેથી નિચે તેવાર,
આસાયેશ લઈ દંમબી ખાધો લગાર. ૧૯૪૧
કીધા કુશ્તી રમવાની બાઝુ ચહર,
બેહુ જંગી સરફરાઝ, બેહુ કીનાવર.

હતો કબોલ કે બે તરફની સેપાહ-
થી, આવે ન યારીએ કોઈ કીનેખાહ.

હતો અરધો ફરસંગ, સેપાહ દરમેયાન,
સેતારાબી જોતા તે જંગ બેગુમાન.

કે પુલાદવંદ સંગમા તહમતન,
વળગ્યા હતા મસ્ત શેરો તદન.

જે અઝમાવતા હાથોને એક દીગર,
ધરીને કમરબંદ બેહુ નામવર.

શીદેહ જોઈ રૂસતમની છાતી, ગદન,
સરદ હાય મારી જીગરથી તદન.

કહયું બાપને એમ, આં ઝોરેમંદ,
જેને કહે છે તું રૂસતમે દેવબંદ.

તે કઉવત, અને દાવ પેચે ઝમર,
ધરશે ખાકમાં દેવ જંગીનું સર.

ન જોશે દીલેરોમા નાહસવા સિવાય,
ન લડ ફરતાં આસ્માંનથી વ્યર્થ આય.

તો બોલ્યો શીદેહ પાસે અફરાસેયાબ,
છે એજ વાતે મુજ મગઝબી પુર શેતાબ. ૧-૪૨

તું જા જેથી, ને જો કે પુલાદવંદ,
દેખાડેચ હુંનર કુશ્તીમા શું બુલંદ?
બતાવ રાકુ, બોલીને તુરકી ઝબાન,
કદી નાંખે પીલતનને જેથી નિચાન.
તેને કહે કે ઝીનથી તું નાખે જેવાર,
તો તલ્વારે ઇન્સાફ માગજે તેવાર.
ત્યારે બોલ્યો શીદેહ, કે શાહનો કરાર,
કીધોતો ન એવો સેપાહ સાંમે યાર.

જો તું તોડશે આંકળો થઇ વચન,
ફતેહ તુને જંગમા ન મળશે તદન.

ન કર આબ નિરમળને, કાળું લગાર,
કે અયેબ કાઢશે, અયેબના કાઢનાર.

ખોલી શાહે ગાલો દેવાં પર ઝબાન,
બેટા પર તે ખીજવઈ, થયો [1]બદગુમાન.

કહયું કે અગર દેવે પુલાદવંદ,
ને, બદખાહ તે નરથી જો પુગરો [2]ગઝંદ.

ન કોઇ જંગગાહ રેહેશે જીવતું, મગર,
તુંમા તો ઝબાંનોજ છે બસ હુનર.

આવ્યો સિંહ મીસાલે તે ફેરવી લગાંમ,
બેહુ જંગી મર્દોની જંગને મુકામ. ૧૯૪૩

જોઈ જંગ બે મસ્ત હાથીની ધુમ,
બે હાથોની થપ્પડ, ને વાદળની બુમ.

તો પુલાદને કહે સરઅફરાઝ શેર!
અગર એને કુશતીમાં લાવે તુ ઝેર.

તો ખંજરે ચીરજે તું તેનુ જીગર,
ન ડીંગ, પણ એવાં કામે જોઇયે હુંનર.
કીધી ગેવે અફ્રાસેયાબ પર નઝર,
બુરી વાતે આતુર થયલા ઉપર.
આવ્યો તુર્ત ઘોડાને મારી ઝબર,
વચન દુશ્મને એંમ તોડયું અગર.
કહયું ત્યારે રૂસતમને અયે જંગી તુ?
કહે, નોકરોને હુકમ દે છે શું?
નઝર કર તું, આ કામે અફ્રાસેયાબ,
જગા જોઇ બલાની થયો પુર શેતાબ.

16 ૧—બે વિશ્વાસુ. ૨—નુકસાન.

આવી દીલે દુશ્મન, કરી તેઝ રહેચ,
ને કુશ્તીમા ખંજરને આઝમાવા કહેચ.
કહ્યું રૂસતમે હુંજ લડનારો છું.
ને હુંજ કુસ્તીમા ધીર ધરનારો છું.
ડરો છો તમો લોક શા માટે એમ?
ને દીલને બે ટુકડા કરો છો આ કેમ? ૧૯૪૪
પુલાદના હું લાવીશ ગરદન, ને સર,
ઉંચાં આસમાંથી તુરત ખાક પર.
ન હોય ઝોર જંગનું આં મુજમાં અગર,
કાં દીલ માહારૂ તોડો છો ફોકટ મગર?
આ કમ અકલી જાદુગરે એમ અગર,
જો યઝદાંનનો કઓલ તોડયો મગર.
તમોને વચન તોડવાથી શું ડર?
છાંતીચ તેઓએ ખાક પોતા ઉપર.
એ કહી ગોયા લંબાવી સિંહની ચુંગાલ,
ધરી જંગી ચિત્તાની છાતી, ને [1]યાલ.
કરી ઝોર પુલાદવંદને તેવાર,
જગાથી ઉઠાંડ્યો મીસાલે [2]ચનાર.
ગર્દન તફ ઉઠાવી પટકયો ઝમીન,
તુરત કીધી દાદાર ઉપર આફ્રીન.
અવાઝો કરી ખુબ ઇરાં સેપાહ,
નગારાંઓ ઠોકી ધસી ગઇ તે રાહ.
પુગા સાદ વાદળે સરનઇ તણાં,
વાગા હીન્દી ઘંટો, વાજીંત્રો ઘણાં.
કે બેજાંન પુલાદ બન્યો નિદાન,
ખાઇ ખાક પર પેંચ અઝદાહ સમાન. ૧૯૪૫

૧—ગરદન. ૨—ચનારના ઝાડની મીસાલ. ૩—સાંધો.

સમજયો એ રૂસતમ, કે પોલાદવંદ-
ના, તનમા ન સાબીત રહયો કોઈ [૩]બંદ.
મગર ટુટાં હાડકાંઓ તનના નિદાન,
થયો ચેહેરો મેથીના પુલો સમાન.
પલીદ તનથી નિકળી ગયું છે રવાંન,
ફતેહમંદ થયોચ પહલવાને જહાન.
ત્યારે રૂસતમે કીધી હર ગમ નિગાહ,
હતી જયાં કે તુરાં, ને ઈરાં સિપાહ.
થયો રખ્શ પર તે દેલાવર સવાર,
દીધું રેહેવા અઝદાહનું તન ત્યાં તેવાર.
આવ્યો સફ કણે પહલવાં [૧]શેરગીર,
જે પુલાદે જોયું, અને ગોયા તીર-
ગયો નાસીને, પાસે અફરાસેયાબ,
દીલે લોહી ભર્યો, ને ચેહેરે પુર આબ.
હતાં તનનાં હાડકાંઓ ભાગાં ઝબર,
દોડયો ઝખ્મી, રૂસતમના ડરથી મગર.
પડયો દોડતાં સિયાહ ધુળમાં ઝબર,
બેહોશ રહયો જંગી થોડો વખ્ત ગર.
દીઠો જીવતો પુલાદ, તહમતને તે,
સેપાહથી જોયું મયેદાં પથ્રાયું જે. ૧૯૪૬
ચલાવી સેપાહ, દીલ થયું તંગ ખાસ,
તેડયો ગોદરઝ અકલમંદ, પોતા પાસ.
કહયું તીરોનો મેહ હવે દેઓ થવા,
કરો બાહારના વાદળાં સમે હવા.
કે એક હાથ બેઝન, ને ગેવ એક હાથ,
કસાયલો રોહામ, જંગી ગુર્ગીન સાથ.

૧ સિંહોને પકડનાર.

ગોયા  આગ વસોવતા તેઓ પર,
જહાં ખંજરે બાળતા સર બ સર.
સેપાહ પાસે બોલ્યો તે પુલાદવંદ,
વગર તખ્ત, ગંજો, ને કીરતી બુલંદ.
સરો કરવાં શા માટે જોઇયે બર્બાદ?
ને કાં જોઇયે કરવી લડાઈની યાદ?
પોતે ચાલ્યો લશકર ચલાવી મુહામ,
કે રૂસતમથી જીવ તેનો હુટતો તમામ.

## અફ્રાસેયાબનું રૂસતમ આગળથી નાસી જવું અને તેનાં લશકરના અરધા ભાગનું માર્યું જવું તથા બીજા અરધા ભાગનું પનાહ માગવું.

પીરાંને કહયું, પાસે અફરાસેયાબ.
સપાટી બની જગની દર્યાનું આબ.
મેં કહેલુજ સુમ દસ્ત રૂસતમથી સખ્ત,
ન રેહવું નચિંત મુલ્ક પર કોઇ વખ્ત.
[1]ખુને જવાંનથી, જે હુતો પુર હુંનર,
વિંધ્યાં તીરની નોંકે આપણાં જીગર. ૧૯૪૭
થશે શું? ન હયાં કોઇ તું સંગ છે,
ગયો દેવ પુલાદ લઇ ફ્રોજ તે.

૧—જવાંન સ્યાવક્ષના ખુનથી.

સમજ કે ઇરાનીઓના સો હઝાર-
થી, ઝયાદા છે પાખરો સંગના સવાર.
હરોલ શેર ધરનારો રૂસતમ વરી,
ઝમીં ખુન ભરી, છે હવા તીર ભરી.

દર્યા, મયદાં, કોહ, જંગલોથી, મુદામ,
ટોળાં બંધ લાવ્યા સેપાહો તમામ.

લાવ્યા દેવ, માણુસ ન બચ્યાં જેવાર,
કીધી જંગો ભારે, કીધા શોર અપાર.

આવ્યો તહમતન, ના રહયા તારા [1]પાય,
નથી ચારો તેનથી નાહસવા સિવાય.
જવું જોઇયે ચિનની તુને પેલે પાર,
જો તુજ, ગંજ છે સારી જગનો અપાર.

સેપાહ દે રેહેવા સફ સમારી અપાર,
તુ, ને ખેસીઓ, જાવો દરિયાની પાર.

કીધુ શાહે એમ જોઇ રાહ ન લગાર,
લડાઇથી કમ હાથ જોયા જેવાર.

રેહેવા દીધો ઝુંડો, ને પોતે ગયો,
તુરત ચાલતો ચીન માચીન થયો. ૧૯૪૮

સેપાહ સામે આવી ઉભી તે સેપાહ,
ઝમીં થઇ જેથી ગોયા વાદળ સેયાહ.

કહયું તહમતને તુર્ત મારા પુકાર,
ન લેઓ તીર, નેઝા, કમાનો, આંવાર.

લડો ગુર્ઝો, તલવારો, લઇને મગર,
બુલંદ દબદબાથી બતાવો હુંનર.

કીના માટે ઉછળે છે ચિન્તો તેવાર,
જુએચ આવેલો પોતા પાસે શિકાર.

૧—પાને તે સામે ઉભું રેહવાના પગો નથી રહયા.

કીધો શોર તે કુલ સિપાહે ઝબર,
આવ્યા છોડી નેઝાઓને પાહાડ પર.

ગયાં થઇ એવાં તે કઢણુ, જંગગાહ,
કે મુરદાંઓથી રહી ન ચાલવાની રાહ.

ગયો તેનો એક ભાગ માંગતો પનાહ,
ધરી નાહસવાની બીજા ભાગે રાહ.

ટોળું, વિન ભર્વાડ નાઠહું નિદાન,
વિના હાથ, ગર્દન, હતાં તન મેદાન.

પછી બોલ્યો રૂસતમ કરો કત્લ બંદ,
વારા ફરતી સઉનો છે હીસ્સો બુલંદ.

ઝમાનો દીએ છે કદી તો ઝહર,
કદી દે છે અમરૂત ઝમાનો મગર. ૧૯૪૯

પોશાકો આં દુર જંગના સ્હુ કરો,
વધારો ભલાં કામનો બહુ કરો.

ન દીલ બાંધો ત્રણુ પાંચની જગ ઉપર,
કદી દે ખુશી, તો કદી રંજ અગર.

કદી અહરીમન થઇને આવે છે જંગ,
કદી થઈ કુંમારી, સજે ખુશબુ રંગ.

પકડજે તુ ખામોશી નિરદોષ રહી,
દોઆથી ભલી, બદ દોઆ કોંણે કહી?

જોઈ ચીઝો મયદાં હતી જે મુદામ,
ઝરો, ચાંદી, કપડાંઓ, કોરાં તમામ.

મોકલ્યું તે લઇ શાહા પાસે તમામ,
કોલાહો, ને તેગો, ને ઘોડા, ગુલામ.

લીધો તેમાથી પોતેબી ભાગ એક,
શું કસ્તુરી, અંગર, શું તાજો દરેક.

બખસ્યું બીજું સરવે લઇને, સેપાહ–
ને, જેજે હતી ચીઝો તે જંગગાહ.
શોધી તુર્ક લશકરના શાહની નિશાન,
હરેક આડી, ને સીધી, રાહો મિયાન.
મળી ના નિશાં પાણી ધરતી ઉપર,
પડી કંઈ અફ્રાસ્યાબની ના ખબર. ૧૯૫૦
મળ્યાં ટોળાં ઘોડા, ઉંટોના, ઝબર,
સવારીથી રહી ફ્ઓજ હાજત વગર.

## રૂસતમ અને તુસનું ઇરાન તરફ પાછું ફરવું.

ચાલ્યા તેઓ તુરાં ઝમીંથી તે વખ્ત,
ધરી કીમતી બખ્તરો, તાજો, ને તખ્ત.
કે સર્નાઇના શોરો, ને ઉઠયા પુકાર,
નગારાં, ને ઘંટો, વગાડયા અપાર.
કીધાં સઉએ મોંઢાંઓ શેહેરે ઇરાન,
ખુશાળી ખુશી સાથ ફ્ઓજે નિદાન.
ખબર પુગી રૂસતમ તણી શાહા પાસ,
ઉઠયા શેહેર, હરગારે, આવાઝો ખાસ.

ઇરાંથી પુગા [૧]શોરે ડંકા ફલક,
કે આવેચ ગોરઝનો ધણી હયાં તલક.

હતી એક એવી ખુશાળી જેહાન–
ના, નાના, અને મોટાંઓ, દરમેયાન.

થયું શાહાનું દીલ [૨]ફીરદોસ સમાન,
સેતાયશ કીધી દાદગરની નિદાન.

કહયું હાથીઓ કાઢવાને તેવાર,
ને કયખુસરો પડયો જગાથી બહાર.

રેવાઝો મીસાલે સજાઈ જહાન,
શરાબો, તંબુરા, ગવઇયાની તાન. ૧૯૫૧

તમામ ગરદનો હાથીઓની નરી,
કેસર, કસ્તુરી, ને શરાબે, ભરી.

સજયાં માહવતોએબી તાજોથી સર,
હતી કાંનોમા બાલી ઝુલતી મગર.

કીધો ભારે કેસર, દીરમનો, નિસાર,
અંમબર, કસ્તુરી, સાથે ભેળી અપાર.

દીઠું તહમતને તાજએ સરફરાઝ,
તથા જોઈ કુલ ગેતીને પુર અવાઝ.

નિંચે આવી કીધું નમન સર બ સર,
પુછી ખુસરૂએ લાંબી રાહની ખબર.

બગલમા તેને શાહે દાબ્યો ધરી,
થોડી ઢીલ એંમ આવવામાં કરી.
દોઆ ગેતીના શાહે કીધી ઝબર,
તે સરદારોના નામી પહલવાન પર.
કહયું સ્વાર પીલતનને બનવા મુંદામ,
ધર્યો હાથમાં હાથ રસ્તે તમામ.

૧–ડંકાઓના અવાઝ. ૨–યાને બહેસ્ત.

કહયું ત્યાં રોકાયો તું એટલો શું કામ?
આવ્યા તુજ મોહબતની આગે તમામ.
કહે શાહને રૂસતમ, ઘડી એક મગર,
દીલે ખુશ હતા નહીં હમો તુજ વગર. ૧૯૫૨
આવ્યા રાહથી શાહના તે અયેવાંન પાસ,
પુગા નામી દરગાહામાં તેઓ ખાસ.
બેઠો તખ્ત સોંનેરી પર શહરયાર,
ને પાસે જેની રૂસતમે નાંમદાર.
ફરીબોર્ઝ, ગોદર્ઝ, અને ગેવ, તુસ,
રોહામ જંગી, ફરહાદ, ગુરગીં, ખસુસ.
લડઈગાહની ખુસરૂએ પુછી ખબર,
તુરક ફઓજની, જંગ, રંજની, ઝબર.
તો ગોદર્ઝ બોલ્યો કે અયે શહરયાર!
લડાઇની વાતો છે લાંબી અપાર.
શરાબ, જામ, આરામ, જોઇયે આ વખ્ત,
પછી પુછે તે કામે તો છે દરૂરત.
આવી લાગુ ખાનું, હસી પડયો શાહ,
ખચિત આવ્યો છે તું ભુખો સારી રાહ.
આવ્યા ખાના ઉપર ગવૈયા, શરાબ,
પુછી વાતો એક નાકેથી સઉ શીતાબ.
અક્વાસ્યાબ, પુલ દવંદની, ઘણી,
કમંદ ચાંચીની, ને તે કુસ્તી તણી.
તથા તે અગઉની લડાઈ અતી,
દીલેરો, ને સરદારોમાં, થઈ હતી. ૧૯૫૩
શું ખાકાન. કામુસ, ને અશ્કબુસ,
સેપાહ ભારે, હાથી, નગારાં, ખસુસ.

કહયું ત્યારે ગોદર્જે અયે શાહસ્વાર!
ન કોઇ માં જાણે, જેવો રૂસતમ સવાર!

અગર આવે દેવો, કે શેર, અઝદહા.
મગર લાંબી ચુંગાલે થાય નાં [1]રહા.

હઝાર આફ્રીં તું શાહા પર, દીગર,
પહલવાંન આં નામવરની ઉપર.

થયો શાદ એ વાતે બહુ તાજવર,
શનિ સુધી પોંહચ્યું ગોયા તેનું સર.

દીધો જવાબ એવો, કે અયે પહલવાંન!
દાંના, ગેતી જીતનાર, રઓશન રવાંન!

જેનો હોય ઉસતાદ ઠાહપણ અગર,
તે રાખેચ ઝમાનાની ચાલે નઝર.

આં પહલવાનથી દુર રહો બદ નઝર,
રહો શાદમાની ભર્યો ઉમ્ર ભર.

બેઠા એક હફતો શરાબ હાથ લઇ,
ખુશી તાજ, અને તખ્ત, મીજલસ થઇ.

તંબુરા, ને વાજાંમા, રૂસતમનુ બ્યાન,
ગાતા પહલવાની સરોદો મેયાન. ૧૯૫૪

તહમતન શહાની કણે, એક માસ,
રહયો જાંમ લઇને તે દરગાહે ખાસ,

પછી બોલ્યો તે શાહા પાસે તેવાર,
કે અયે પાદશાહ પુર હુંનર તાજદાર!

તું દાંના, છે ગેતીનો શાહ, [2]નેંક ખુ,
મને ઝાલના ચેહેરાની આરઝુ.

બોલ્યો ગેતીના શાહે ગંજેનો દર,
હતી છુપી કીમતી જે ચીઝો અગર.

1–છુટટા. ૨–નેંક ખસલતનો.

જેવાં કે યાકુત, તાજો, અંગુશતરી,
ને કપડાંઓ રેશમી, અને બરબરી.

કોલાહ. બાલીઓના, ગુલ્લાંમો ઘણાં,
સો ઘોડા, સો ઉંટ, ઝીન, બોજા, તણાં.

અગર, મુશ્કની, ઢાલો ઝરરીન હરેક,
સોનેરી બે જોડા, ગુરઝ જોડ એક.

જે પર શાહી ગોહરો દીસતાં મુદામ,
હતાં નામદારોને લાયક તમામ.

મોકળ્યું તેને શાહે તહમતનની પાસ,
ગયો સાથે રાહમાં બે મંઝીલ ખાસ.

થાક્યો લાંબી રાહે જો ખુસરૂ તદન,
નિચે આવી રૂસતમે કીધું નમન. ૧૯૫૫

રવાંના કરી તેને, છોડયું ઇરાન,
શીતાબીથી ચાલ્યો તે ઝાબુલસીતાન.

બની ગેતી શાહની બધી તાબેદાર,
ચાલી મરઝી માફક જહાં બેશુમાર.

આં કામુસ તણી જંગ થઈ છે ખતમ,
હતી લાંબી, પણ કંઈ કીધુ મેં ન કમ.

એમાં શબ્દ કમ એક થયલો હતે,
તો જીવ મારો માતમની જગ્યા થતે.

આં પુલાદવંદથી થયું દીલ ખુશાલ,
કે ફાવી ના પુલાદની કોઈ ઝાલ.

તું ડાહપણ, ને જીવના, તે સાહેબ ઉપર,
દોઆ કર, બીજો કોણ છે તે વગર?
તું જો અયે અકલમંદ રઓશન રવાન!
સેતાયશ તેની કેમ કરવી નિહાન?

નાચારીમાં ડાહ્યપણ સમાયું છે પુર,
દયાની છે નાચારો ઉપર ઝરૂર.
સમજ તું કે તે છે એકજ ને અમર,
નથી જાંનની રાહા, ડાહ્યપણ વગર.
બોલકનો અને ફીલસુફી જાણનાર,
દેખાડે જે રાહ, ત્યાં નથી હું જનાર. ૧૯૫૬
ન ઠીક વાત બીજી, ખુદાઇ વગર,
કહો ના કહો, છે ખુદા એક મગર.
જે કંઇકે જણાશે આં તારી નઝર,
તે ડાહ્યપણુથી ઘુંમશે આં તારે જીગર.
સમજ કે ખુદા નેકી દેનારો આં-
સીવા કોઈ નથી, મનને ફેરવતો નાં.
જા ડાહ્યપણની રાહે, સખત હોય અગર,
ન આવવાનો છેડો એવાતે મગર.
કે તનથી આં જીવ એક દમે જાય છે,
તુ માટે મોટઇ તેજ કહેવાય છે.
જશે વખ્ત તારો વિટી તુજ ઉપર,
આં જગ સીવા આરામ કરશે [1]દીગર.
પ્રથમ ખલ્કનો તે ખુદા યાદ કર,
ને રચ પાયો ભકિતનો તેજ યાદ પર.
કાયમ તેથી ફરતાં ફલકની છે ચાલ,
છે તેજ, કે જે નેકીનો રહબર છે હાલ.
છે દુન્યાં આં, જોશે તો હયેરતે પુર,
નથી [2]ચુનોચેરાની કોઇને મગદુર.
ચમતકારી તન છે, ચમતકારી જાન,
પ્રથમ તોલ કર તુ પોતાનુજ નિદાન. ૧૯૫૭

૧-બીજી દુન્યામાં. ૨-વાદવીવાદની.

બીજું ફરતું આસ્માન આં તારે સર–
દેખાડેચ નવો હર દીવસ જે ચક્કર.

સમજ મુજથી અકવાંનની તું લડઇ,
કેવી રૂસતમે નામવર સંગ થઈ.

ન એકમત થશે તું એ વાતે નિદાન,
કહે છે જે બાસતાનમાથી દેહકાન.

અકલમંદતો આં સુની દાસતાન,
ને ઢળશે અકલ પર,ન માનશે નિદાન.

મગર જાણશે અર્થ તેનો મુદામ,
નમી કરશે તકરાર કોતાહ તમામ.

સમજ વાત કહે છે જે દેહકાન પીર,
જો કે વાત માનશે ન તું દીલપઝીર.

## ખુસરૂનુ અકવાંન દેવની લડાઈ માટે રૂસતમને બોલાવવુ.

સુખનવર ગયો કહી તે દહેકાન બસ,
કે બામદાદથી ખુસરૂએ એક દીવસ.

સજાવ્યો ચમન એવો ગોયા બહાર,
બુઝર્ગોબી બેઠા અને શહરયાર.

શું ગોદર્ઝ, શું તુસ, શું ગોસ્તહમ,
શુ બરઝીન, ને કેરશાસ્પ, અવલાદે જમ.

શું રોહામ, શું ગેવ બાહદુર અપાર,
શું ખરરાદ, ગુરગીન, મુંબારક વિચાર. ૧૯૫૮

હતા વાતોમા જંગે કામુસની,
ને ખાકાન, મનશુર, ને ફરતુસની.

પીતા શા,હાની યાદમા તેઓ જામ,
થયા શાદ દારૂ પીવામાં તમામ.

દીવસનો કલાક એક વિટ્યો તે હાલ,
કે જંગલથી દરઘાહે આવ્યો ગોવાલ.

ઝમીન ચુંમી, આવી તેણે શાહા પાસ,
અને કહે મુંબારક તુખમ શાહને ખાસ.

આવ્યુંચ ઘોડાના ટોળાંમા ગોરખર,
ગોયા દેવ બંદમાંથી છુટો ઝબર.

ગોયા તે છે વિકરાળ એક શેરે નર,
ઘોડાઓની તોડે છે ગર્દન ઝબર.

છે રંગમાબી મળતો તે આફતાબથી,
ગો આસમાને ધોયો ઝરીન આબથી.

પાડીચ રેખાબી ગરદનેથી તે ખાસ,
સિયાહ કસ્તુરીના જેવી દુમ પાસ.

ગોયા છે તે જગ્યા ઉપર ઘોડો મસ્ત,
કુલાંની ગોલઈ શું! પગો શું! ને દસ્ત!
ગયો જાંણી ખુસરૂ, નથી ગોરખર,
ન ઘોડાથી ઝયાદા જેમા હોતું[1] બર. ૧૯૫૯

બીજું એ કે ખુસરૂ હતો દાના પુર,
ને સમજેલું જાસુસોથીબી ઝરૂર.

હતો દેવ અકવાન ચશમાં ઉપર,
હતી જગ જેનાથી ભરી [2]શોરોશર

૧–જોર. ૨–માતમ અને પુકાર.

ચરાવતો હશે ગ્વાલ ટોળાંઓ ત્યાં,
કરી છુટાં, આરામગાહ હોશે જયાં.
કહે ગ્વાલને એ નથી ગોરખર,
મેં જાણ્યું, હવે હયાં ન આવતો મગર.
પછી શાહા બોલ્યો દીલેરોની પાસ,
રે! દબદબા દરજાના જંગીઓ ખાસ.
જોઈયેચ મરત સિંહ જેવો જંગી ઝબર,
દીલેરોમાંથી, જે કે બાંધે કમર.
કીધી ખુસરૂએ બહુ બધા પર નઝર,
ન ગમ્યો દીલેરોમાં કોઇબી મગર.
નહીં રૂસતમે ઝાલના કોઇ સિવાય,
કે એ કામે કોઇબી મદદગાર થાય.
માયા, દાદ, ભર્યું દીધું નામું લઈ,
દીલેરોમાં મીલાદના ગુર્ગીનને દઈ.
કહે ખુસરૂ કે નેંક જોઈ ફાલ ખાસ,
જા મુજ નામું લઇ ઝાલના બેટા પાસ.
જવું રાત દહાડો ધુંવાની સમાન,
નહીં ઢીલબી કરવી ઝાબુલસીતાન.
દોઆ કેહેજે માયા ભરી મુજ ઝબર,
ને કેહેજે ફલક હોતું ના તું વગર.
રહે વાંચી નામું તો કેહેજે મગર,
છે તુંથીજ મુજ દબદબો નામવર.
કે આવી બતાવ તુજ રોશન ચહર,
પછી નામું રેહેતો ન ઝાબુલ મગર.
પડયો બાહાર ગુરગીન, ફુંકતો પવન,
યા ગોરખર દોડે જીવથી બીહ તદન.

આવ્યો ઝાબુલે, નામેવરની જો પાસ,
દીધું ત્યારે નામું શહુનશાહનું ખાસ.
સમજ્યું તહમતને શાહનું ફરમાન,
આવ્યો તુર્ત દોડી તે દરગાહ મેદાન.
લીધી ખાક ચુંમી તેના તખ્તની,
દોઆ કીધી તેના બુલંદ બખ્તની.
કહયું એમ શાહને, બોલાવ્યો અગર,
હું આવ્યો, હુકમ શું હવે છે મગર?
કસી મેં કમર, શું હુકમ છે કહે,
બુઝર્ગી, ભલઈ, તારા શાથી રહે. ૧૯૯૧
જોયો જ્યારે ખુસરૂએ તો દીધું માન,
બેસાડયો તેને શાહી તખ્તે નિદાન.
કહયું તેહમતનને કે અયે પહલવાન!
હમેશાં રહો શાદ રઓશન રવાન!
તુને જોઇ મુજ દીન મુંબારક છે એ,
તારા જાન રોશનથી મુજ બખ્ત છે
આવ્યું ચ કામ એક સામું અય પીલતન!
તેડયો નામી ટોળાથી તુને તદન.
જો મુજ હુકમથી પાંમતો હોય ન રંજ,
કમર બાંધ મેળવવા તાજો ને ગંજ.
કહેચ ગ્વાલ કે છુટી એક ગોરખર,
ને પેઠું છે ઘોડાના ટોળાં અંદર.
સુખન ગ્વાલથી જે સમજ્યા અગર,
તે રૂસતમની પાસે કહયા સર બ સર.
હવે અયે તહમતન! આં રંજોનો ખ્યાલ.
લડઇ જેવો ગણજે તું ગંભીર હાલ.

તું જા રેહેજે સાવચેત તેથી મગર,
કદી હોય ન તે અહરીમન ફીનાવર.
તો રૂસ્તમ કહે તારાં બખ્તે સહી,
પુંજારી તારાં તખ્તનો ડરતો નહી. ૧૯૬૨
શું દેવો, શું નરઅઝદહા, શું સહીં,
મારી તેઝ તલવારે છુટતા નહીં.
નરે શેર ચાલ્યો શિકારે બુલંદ,
[1]નિચે અઝદહા, હાથમાં લઇ કમંદ.
આવ્યો જંગલે, ટોળું, ને ગ્વાલ, જ્યાં,
હતો ફરતો સિંહ મસ્તબી પેલો, ત્યાં.
કીધી જંગલે - રોઝ ત્રણ શોધ જ્યાર,
ફરી ઘોડાઓ પાસ જોતો શિકાર.
જોયું દોડતું જંગલે ચોથે દીન,
ઉત્તરના પવન સમ ગયું તે યકીન.
ઝળકતો સુંનેરી હતો ઘોડો એક,
ચરમમાં બળાજ તે હતો બુરી છેક.
માર્યો રૂસતમે રખ્શને તેજવાર,
આવ્યો છેક પાસે, ફેરવ્યો વિચાર.
ને બોલ્યો કે મારવો ન એને મગર,
કમંદ પેચથી જોઇયે ધરવો ઝબર.
ઝરૂર તેગથી કાપવાની ન ખાસ,
હું જીવતો એમજ લઇ જવશ શાહ પાસ.
પછી રૂસતમે નાંખી કયાંની કમંદ,
ને ચાહયું કે સરને કરે તેના બંદ. ૧૯૬૩
કમંદ ગોરખર જંગીએ જોઇ જેવાર,
થયું ગુમ તેની આં નઝરથી તેવાર.

 ૧—માને રાન તળે અઝદહા જેવો રખ્શ લઇને.

કમંદ પેચે રૂસતમની, વા સમ ગયું,
કે રૂસતમને પસતાવાનું બહુ થયું.
તો રૂસતમે જાણ્યું, નથી આંય ગોર,
કરૂ ચારો તેનો, ન કામ આવે ઝોર.
ન હોય દેવ અકવાનના કોઇ સિવાય,
જોઇયે મારવો તેગના વારે આય.
સમજ્યું છે દાંનાથી, આં તેનું ધાંમ,
બની જાવું ગોરખર, અજબ તેનું આંમ.
છે કરવો હવે ચારો તેગે ઝરૂર,
દોડાવવું પીળાં સોંના પર લોહી પુર.
તેવામાં દેખાયું તે વનમાં ફરી,
માર્યો ઘોડો સરદારે તેઝી કરી.
પવન જેવા ઘોડેથી ખેંચી કમાન,
માર્યો તીર આઝરગુશસપ સમાન.
મગર જેવી ખેંચી તે કયાંની કમાન,
થયું ગુમ ફરી ગોરખર બેગુમાન.
બોહળાં જંગલે એન ઘોડા ઉપર,
દીવસ એક, એક રાત કાઢી મગર. ૧૯૬૪
જો થઇ આરઝુ આબ, રોટીની, ગર,
પડયું ઉંઘથી ઝીનના હરણાંએ સર.
પીવા પાણી નિરમળ, થયો તે શીતાબ,
કે ચશમો જણાયો મીસાલે [1]ગુલાબ.
નિંચે આવીને રખ્શને પાયું આબ,
તથા થાકથી લાગો કરવાને ખાબ.
ખોલ્યો તંગ ક્યાંની તે ઝીનનો નિહાન,
લીધી ગોદડી ઝીનની ટકીઆ સમાન.

૧–યાને ગુલાબના જળ જેવો.

છોડી રખશ, ઉંઘની જગે આવ્યો ખાસ,
સુતો નાંખી ખોગીર ચરમાંની પાસ.

---

## અકવાન દેવનું રૂસતમને દર્યામાં નાખવું.

---

સુતો જોયો અકવાને દુરથી જેવાર,
પવન સમ તેની પાસ આવ્યો તેવાર.
ઉંચકયો, ઝમીન ખોદીને આસપાસ,
કીધો ઉંચો જંગલથી આસ્માને ખાસ.
થયો ગમગીં રૂસતમ, બની હોશીયાર,
થયું સર અકલમંદ, ગમગીં અપાર.
પોતે ધાર્યું કે આં પલીદ દેવે હાલ,
બીછાવી છે મુજ કાજ એક ખુની જાલ.
છે અયસોસ! દીલ, ઝોર, ગરદન, તણો,
ગોરજ, તેગના ઝખમનો, મુજ ઘણો. ૧૯૬૫
કે આં કામથી ગેતી બનશે ખરાબ,
થશે પાર કુલ કામે અફ્રાસેયાબ.
બદી જોશે મુજ કામે ગેતી અપાર,
કીધુચ ગમ ભર્યું એવું મારૂ બઝાર.
ન ગોદર્ઝ, રેહેશે ન ખુસરૂ, ન તુસ,
નહીં તખ્ત, તાજો, ન હાથી, ન કુસ.

કીનો કોણુ લેશે બુરા દેવ પર,
નથી તેની જોડીનો કોઇબી દીગર.

દીલવ્યું પછી રૂસતમે નિજ બદન,
તો અકવાન બોલ્યો કે અયે પીલતન!
હુવાથી હવે આં પસંદ તુજ કર,
છે પડવાનું ઠીક કોણુ જગ્યા ઉપર?
તને નાખું પાહાડે, યા પાણીમાં પુર?
ગમેચ કાંહાં પડવા આં વસ્તીથી દુર?

સમજ્યા તેના રૂસતમે જો સુખન,
દીઠું નેંહસ્ત તે દેવને હાથ તન.
કહે દીલથી પહલવાન પીલતન મગર,
નથી ઠીક હર વાતે ચારા વગર.
કેહવશ તેથા કરશે તે ઉલટું તદન,
ન સોગંદ સમજતો, ન પાળશે વચન. ૧૯૬૬

કહું છું કે દરિયે દે નાંખી અગર,
તો કોહે પટકશે રીમન [1]બદગોહર.
જો કોહે પટકશે, થવશ રેઝરેઝ,
ને મુજ માટે આવી જશે [2]રસ્તખેઝ.
જેથી ચારો જોઇયે છે કરવો આવાર,
કે પાણીમા નાખવા કરે તે વિચાર.
જવાબ એમ દીધો કે [3]દાનાવે ચીન.
જેણે વાતો એ માટે કહી છે યકીન.
જો કોઇબી ડુબેચ આબને દરમેયાંન,
મીનોઓમાં સરોશને ન જોય તે રવાંન.
મગર હયાંજ રડતુ તે રહે છે રવાંન,
નથી શકતું જઇ બીજી જગ દરમેયાંન.

૧–બુરી નસલનો. ૨–ક્યાંમત. ૩–ચીનના બુઝર્ગો.

મને નાંખતો ના તું દરિયે ઝબર,
કફન મારૂ, મચ્છીનું સીતું ન કર.
મને નાખ પાહડે, કે સિંહ ને બબર,
જુએ મર્દ જંગીની ચુંગાલ ગર.
સમજ્યું એ રૂસતમથી અકવાને જ્યાર,
કે દરિયા મીસાલે ઉઠાવ્યો પુકાર.
કહયું ચાહુ છું નાંખવા તુને ત્યાં!
કે એહુ જેહાનથી ગુમ થઇ જાય જ્યાં! ૧૯૬૭
કહી એમ ને દેવે તે નેંહસ્ત બખ્ત,
લડાએક રૂસતમને લઇ પોતે દસ્ત.
અને નાખ્યો ઉંડા તે દરિયા મેયાન,
સમજ્યું તેથી કીધું ઉલટું નિદાન.
હવાથી પડયો જેવો દરિયાએ આબ,
ખેંચી મ્યાનથી તેગ તેઝી શીતાબ.
મગરમચ્છોએ કીધું ખાવા ધેયાન,
મગર તેની જંગથી રહયાં તે હેરાન.
ડાભા હાથ, પગથી, તે તરતો હતો,
બચાવ બીજે, શત્રુથી કરતો હતો.
ઝરાબી કીધી ઢીલ નાં કામે કોય,
જો હોય મર્દ જંગી તો એવાજ હોય.
હતે ઝોર, બાહદુરીમા કોઇ શખસ,
જગા જગમાં રેહેતે ન થોભવાની બસ.
છે એવીજ ફરતી આં ગેતી મગર,
કદી ફળ ચખાડે, કદી દે ઝહર.
નિકળ્યો તે મરદીથી દરિયો તરી,
આવી ધર્તિ પર જોયું જંગલ ફરી.

કીધો યાદ તેને તુરત દસ્તગીર,
જે બંદાનુ છોડવેચ અહીથી શરીર. ૧૯૬૮
કંમર ખોલી આસુદો બન્યો નિદાંન,
ને મુકયું ઝહરા પાસ બબરેબયાંન.
સુકાયાં ઓજારો, કમંદબી દુરસ્ત,
કે બખ્તર લીધું પેહરી સિંહે તે મસ્ત.
આવ્યો પાસ ચશ્માની, સુતોતો જ્યાં,
તે બદ તુખ્મ દેવ ગુસ્સે બન્યોતો ત્યાં.
ન વનમાં દીઠો રખ્શ નુરી અગર,
થયો ગુસ્સે જહાંજોય ગેતી ઉપર.
ધરી ઝીન, લગામો, કરી ખફ્ગી યાદ,
ચાલ્યો રખ્શ પગલે, સુધી બાંમદાદ.
જતો તે પેયાદો, ને જોતો શિકાર,
આવ્યો એક જંગલની પાસે જેવાર.
કે જે માહે પાણીબી વેહેતાં જતાં,
જગેજગ કબુતર, ને તીતર, હતાં.
અફ્રાસ્યાબના ઘોડાઓનો ગોવાલ,
મુંકી ઝાડીમા સર સુતેલો ખુશાલ.
રખશ દેવ સમ, બીજા ઘોડાઓ પર,
ધસી ટોળાંમા શોર કરતો ઝબર.
તેને રૂસતમે જોઈ, કયાંની કમંદ-
ને ફેંકી, અને સર કીધું તેનું બંદ. ૧૯૬૯
કીધો સાફ ધુળથી, અને ધર્યું ઝીન,
કીધી નેંકીના રબ ઉપર આફ્રીન.
ને બેઠો, તેને સર ચઢાવી લગામ,
કે હાથ તેઝ તલ્વારે નાંખ્યો મુદામ.

તે હંકાર્યું ટોળું હતું જ્યાં તમાગ-
તેને તેગથી, લઇને યઝદાંનુ નામ.
ઘોડાઓના સાંભળ્યા ગ્વાલે પુકાર,
બીધો ખાબથી સર ઉઠાવી તેવાર.
તેડયા જે હતા પોતા સાથે સવાર,
બેસાડયા ઘોડા નામીઓ પર અપાર.
ધરી સર્વ કોઈએ કમાનો કમંદ,
કે જોઈયે, છે કોણ એવો શત્રુ બુલંદ?
કીધીચ જેણે હીંમ્મત આ જંગલે ખાસ,
કે આવવા આં એટલા સવારોની પાસ.
દોડયા તે સવારો બનીને ગરમ,
કે ફાડે લડાયક તે સિંહનું ચરમ.
જોયા રૂસતમે દોડનારા જેવાર,
કે મ્યાંનેથી કીનાની ખેંચી તલવાર.
પુકારી ગોયા શેર બોલ્યો તે નામ,
કે રૂસતમ, હું બેટો છું દસ્તાંને સામ. ૧૯૭૦
તેના ભાગ બે, તેગે કાપ્યા જેવાર,
જોયું ગ્વાલે એ, પીઠ ફેરવી તેવાર.
તે નાઠો, પુઠે દોડયો રૂસ્તમ નિહાન,
લીધી બાઝુ, ચિલ્લો ચઢાવી કમાન.

## ઘોડાઓને ચરવાની જગ્યામા રૂસતમની અફ્રાસેયાબ સાથની લડાઈ અને અફ્રાસ્યાબનું નાહસી જવું તથા રૂસતમના હાથ ઉપર અકવાન દેવનું માર્યું જવું.

પવનની મીસાલે અચાંનક શીતાબ,
આવ્યો ઘોડા જોવાને અફ્રાસિયાબ.
હતા સંગ જંગીઓ, તંબુર, શરાબ,
કે ગમ કમ કરે જેથી દીલનો શીતાબ.
તે જગ્યે, કે હર સાલ ટોળાં ગોવાલ,
પાણીવાળાં જંગલે છોડતો ખુશાલ.
જો આવ્યો તે જંગલની પાસે નિહાન,
ન જોઇ ઘોડા, કે ગ્વાલની, કંઇ નિશાન.
આવ્યા જંગલેથી એવામાં પુકાર,
થવા લાગ્યા ઘોડા ઘોડા પર પસાર.
દીલેરોને રખ્શના કદમની નિહાન,
જણાંવાને દુરથી જો લાગી નિશાન.
આવ્યો એવામા દોડી બુઢો ગોવાલ,
તીરે ઝખ્મી, રડતો, અને [1]પુર મલાલ.
આવ્યો ગ્વાલ તુરાનના શાહા પાસ,
કહયું જે જોયું કંઇ નવાઇનું ખાસ. ૧૯૭૧

૧–રંજથી ભરેલો.

તનહા વનથી રૂસતમ ઘોડા લઇ ગયો,
માર્યા કંઇ હમોમાં, ને ચાલતો થયો.

અફરાસયાબ આં વાત સમજી રહયો,
ઝમાનો જુનો પાછો તાઝો થયો.

ચાલી વાત તુરકીઓમાં બહુ ઝબર,
કે આવ્યો તનહા જંગલે કીનાવર.

તો હથ્યારો ભીડવાં દરેકે મુદામ,
મઝા આં,પણી ગઇ એ કામે તમામ.

શું રડતા, ને આજેઝ, એવા છીયે ખ્વાર ?
કે લોહી આ,પણું રેડે એક શખ્સ ચાર ?

ઘોડા લઇ જવા, નામોશી છે તમામ,
સઝા વિન જવા દેવું જોઇયે ન કામ.

તો સરદારે ચાર હાથી, ને લઇ સેપાહ,
ધરી લીધી રૂસતમની પુઠેથી રાહ;

આવ્યા પાસ તો રૂસતમે ઝટ કમાન–
લીધી બાજુ પરથી, ને ધરયો નિશાન.

કરાં ગોયા વરસાવ્યાં વરસાદના,
કમાંથી તીરો, તેગે પોલાદના.

સુવા પહલવાં સાઠ જયારે દેલીર,
લીધો ગુર્ઝ, છોડી દીધાં તેગ તીર. ૧૯૭૨

માર્યા નામદારોમાં ચાળીસ દીગર,
થયો ગમર્ગો સરદાર, નાઠો મગર.
છીનવ્યા તેનાં ચારો હાથી સુફેદ,
બની તે સેપાહ ગેતીથી નાઉમેદ.
પુઠે પીઠની રૂસતમે ગુર્ઝદાર,
બે ફરસંગ ગયો ગોયા [1]અબ્રે બહાર.

19 ૧–બહારના વાદળ મીસાલ.

કરાં જેવા વરસાવી ગુરઝો ઝબર,
કીધા ટોપ કોલાહના ચુરા મગર.

હાંકયાં ટોળાં, હાથી, જો પાછો ફર્યો,
તેનો માલ સઉ, હાથ પોતે કર્યો.

આવ્યો દોડી પાછો ઝરા પેલા પાસ,
હતું જંગ ઉપર દીલ તે જંગીનુ ખાસ.

મળ્યો તેજ અકવાન ત્યાં બીજી વાર,
કહયું, શું ન જંગથી ધરાયો લગાર?

બચી દર્યાથી, ને [1]મગર હાથે સખ્ત,
લડઇ માટે મયદાંને આવ્યો આં વખ્ત?

સુની તહમતને દેવની વાત જયાર,
કીધો જંગી સિંહની મીસાલે પુકાર,

શીકારબંદથી ખોલી ચાંચી કમંદ-
ને ફેંકી, કે કંમ્મરબી થઇ તેની બંદ. ૧૯૭૩

ફર્યો ઝીન પર, ને ગોરઝણી ઝબર-
લીધો, ગોયા ઘંન લુહારોનો મગર.

માર્યો મસ્ત હાથી જેવો દેવ ઉપર,
છુંદાયાં તેના મગ્ઝ, ગર્દન, ને સર.
નિંચે આવીને ખંજરે આબદાર,
ખેંચી, તનથી કાપ્યું તેનું સર તેવાર.

સેતાયશ તેને કીધી દાવરની બસ,
ફતેહનો દીઠો જેનાથી જંગ દીવસ.

તું કહે દેવ તેને, બુરો હોય, ખાંસ,
નહીં જે કરે કોઇ રબની સેપાસ.
ગયો રાહે ઇન્સાંથી દુર કોઇ પણ,
ન જાણુ આદમી પણ તેને દેવ ગણ.

૧—મગર મચ્છની ચુંગાલથી.

કદી અકલ  આં વાત માણુતી નથી,
મગર ઠીક  મતલબ તે જાણુતી નથી.

ન કહે દેવ અકવાન,  પણુ કહે કવાન,
કે એ  શબ્દ વાપર પહ્લવી ઝબાન.

કવાન અર્થ પહલવાં,  અને ઝોરમંદ,
કવિ બાઝુવાળો,  ને કદનો બુલંદ.

તું કહે છે એ ઝઇફ ઉમ્રના શેઠ શું ?
ગરમ  ઠંડી ગેતી ચુકોચ જોઇ તું ! ૧૯૭૪

જાણેચ કોણુ ચઢતી, ને પડતી,  ઝબર ?
કે લાવેચ આં લાંબો  ઝમાનો અગર !

ઝમાનાની  ગરદીશ તવારીખી ચાર-
કરેચ  બાબદો સઉના હાથે પસાર.

જાણેચ કોણુ કે  જડપી ગુમ્બદથી આય ?
છે રંગરાગ એટલો, એવી જંગ થાય ?

કાપ્યું  રૂસતમે દેવનું જ્યારે સર,
બેઠો  હાથી સુરતના ઘોડા ઉપર.

ચલાવ્યું  આગળ ટોળું ઘોડાનું લઇ,
જે  અસબાબ તુરકી ગયા છોડી દઇ.

ચાલ્યો  સાથે હાથી ખઝાનાને લઇ,
જેથી  સારી ગેતી આરાસ્તા થઇ.
પડી  એની રાહમાંથી શાહને ખબર,
કે આવે  છે રૂસતમ દમામે ઝબર.
હતી  ક્રોધી હયાંથીતો કંમરને બંદ,
કે પકડે  તે ગોરખરને પેચે કમંદ.
આવ્યા હાથ દેવ,  હાથીઓ, હાલ ગર,
ઝમીને  ધરેચ હાથી, દરિયે [1]મગર.

૧—મગરમચ્છ.

તેની તેગે સિંહુબી ન છુટતો મુદામ,
તથા દેવો, કે જંગી મર્દો, તમામ. ૧૯૭૫
જવા સામો લેવા થયો ત્યાર શાહ,
મુકી પહલવાંનોએ સર પર કોલાહ.
શહનશાહનો જુંડો, ને સાથે સરનઇ,
ચાલ્યા મસ્ત હાથીઓ, ને ઘંટ, લઈ.
ગઇ દમ બ દમ સાંમી લેવા સેપાહ,
જેની સંગ ખુશહાલ ગેતીનો શાહ.
તો રૂસતમે જુંડો સર અફરાઝ શાહ-
નો જોયો, કે આવ્યો છે લેવાને રાહ.
ચુંમી ખાકને નિંચે ઉતરી તેવાર,
થયા ડકા, સરનઇ, સેપાહના, પુકાર.
ધર્યું સર તેણે નામીચું ખાક પર,
ને બોલ્યો કે અયે નુરમંદ તાજવર!
કે નાચીઝ એક આંએ બંદાની પાસ,
સામે આવવું ના તુ જેવા શાહે ખાસ.
ખસુસ એક બંદાઓના બંદા પાસ,
તારા જેવા કયાંની તુખમ શાહે ખાસ.
દોઆ શાહે માયાથી કીધી અપાર,
ફલક તુજ તલવાર સંગ હોજો યાર.
તુ જેવો થયો હોય, ન ગેતીને યાદ,
રહો જીવ હમારો, સદા તુંથી શાદ. ૧૯૭૬
પેયાદા થયા ફઓજી સરદાર ગર,
પછી શાહે માર્યો ઘોડા ઝીન પર.
દીલેરોનું સર, અફસરે તાજબખશ-
ને પણ એમ કહયું કે તુંબી બેસ રખશ.

ચઢી તહમતન કોહ સમ રખ્શ પર-
તેની સંગ ચાલ્યો, સેપાહ ચાલી ગર.

આવી લાગા ત્યાંથી તે અથવાંને શાહ,
આવ્યા મોટાં દીલના તેઓ નેંકખાહ.

ઈરાનીઓને તે ઘોડા વેંહચી દઇ,
પોતે બેસવા રખ્શ પોતાનો લઈ.

મોકળ્યા હાથી, શાહના હાથીઓ પાસ,
ન સિંહનીબી રાહ જે હાથી પાસ ખાસ.

થઈ ધુમ એક હફતો મેહેલે શીતાબ,
બોલાવ્યા ગવૈયા, તંબુરા, શરાબ.

શરાબ પીતાં રૂસતમે બોલ્યું બયાન,
શહા પાસે, અકવાનનું દાસતાન.

કે ના દીઠું ગોર એવું સુંદર ઘણું,
ખુબી, બાંધ, ગરદન, એવા રંગ તણું.

જો શમશીરે ચીર્યું મેં તેનું ચરમ,
કીધી દોસ્ત દુશ્મને તે પર ન રહમ. ૧૯૭૭

આવ્યો, કાંચળીથી સરપ જેવો બાહાર,
પનાહ જેનાથી માંગતાં સઉ અપાર.

ગોયા માથું, હાથીનું સર, લાંબા બાલ,
મોંહ દાંતો ભર્યું, ભુંડોની મીસાલ.

સુફેદ આંખ બંધે, ને હોઠો સિયાહ,
ન કરવા . ગમે તેના તન પર નિગાહ.

ન સાંઢણીબી તનને કુવતની સમાન,
હતો ખુનનો દરિયો જેથી બેયાબાન.

કીધું ખંજરે સર જુદુ તનથી જયાર,
હવા તક ઉછળ્યું તેનુ ખુન અપાર.

અજાયબી થયો ખુસરૂ, સમજી તમામ,
સેતાયશ કીધી પી લીધી જ્યારે જામ.

કે પયેદા કીધો જેને આં પહલવાન,
ન જોઈ એવી કોઈ તાજુબી કોઈએ જહાન.

કે હોય કોઇ ઇન્સાન એવું મગર!
એવું કદ, ને મરદી, ને એવો ચહર!

કહયું કે ફલકનો તે સાહબ અહીં,
મહર, દાદનો, હીસ્સો દેતે નહીં.

હતે ગેતીમા એવો નહીં તાબેદાર,
કરૂચ દેવ, હાથીનો, જેથીજ શીકાર. ૧૯૭૮

બે હફતાઓ કાઢયા બની એમ શાદ,
કીધી તો શરાબો, ને બઝમોની, યાદ.

કીધો તહમતને ત્રીજે હફતે વિચાર,
ફરે પાછો ફ-તેહ ખુશીમા અપાર.

ખાહેશ છે, કહયું સામના ઝાલની,
છુપાવવી ન ઈચ્છા ઘટે હાલની.

હું જઇ પાછો દરગાહે આવશ મગર,
કરવી જોઇયે કીનાની ગોઠવણુ દીગર.

ઘોડાના ટોળાંથી કીને સિયાવુસ,
નહીં છોડવો એમ જોઇયે ખસુસ.

ખોલ્યો ગેતીના શાહે ગંજોનો દર,
હતાં જે છુપાવેલાં કીમતી ગોંહર.

તે મગાવી ગંજથી, ભરી એક જામ,
પોશાક શાહીબી પાંચ, કસ્બી તમામ.
સોનેરી કમરબંદો, રૂમી ગુલામ,
ને બાંદીઓ, સાંકળ ઝરીની, તમામ.

ગલીચા, તખત હાથીદાંતોના, ચાર,
ફીરોઝાના તાજો, ને રેશમ, [1]દીનાર.

કે શાહે તે મોકલ્યું રૂસતમની પાસ,
આં હદયો તુ રાહમાં પોતે રાખ ખાસ. ૧૯૭૯

રહે આજ દીન એક હમો સંગ થાર,
તેની બાદ કરજે જવાનો વિચાર.

કીધો દહાડો ખાંની પીનીમા પસાર,
પ્રભાતે જવા વિન ન જોયો વિચાર.

બે ફ્રસંગ તે સંગ ગયો શહરયાર,
જતી વખ્ત ધર્યો બગલમા અપાર.
પડી ચુકયો રાહે જો રૂસતમ જેવાર,
કે શાહબી ફર્યો ત્યાંથી પાછો તેવાર.
સુખી થઈ શહાની મહરથી જહાન,
લાગી ચાલવા ગેતી ઈચ્છા સમાન.
ફરેચ એવી રીતે ફલક આંય [1]પીર,
કદી તે કમાં તો કદી થાય તીર
થયું પુરૂ અકવાનનું આં બયાન,
દીલેર, નામી, રૂસતમની સંગનુ નિદાન.
કે આરાધું છું તે ઇઝદ પાકને,
જે બોલતી, ને જોતી, કરેચ ખાકને.
જે કીડીથી કચડાવે છે શેરે નર,
દેલાવર કરે ડાંસને હાથી પર.

શુરૂ હયાંથી. બેઝનની છે જંગ ઝબર,
જવાને ભુંડાની લડાઈ ઉપર. ૧૯૮૦
કહુ જંગે બેઝન, થઇ કેમ હતી!
લડાઇથી આવશે જે રડવું અતી!

## બેઝનની ભુંડો સાથની લડાઇની દાસતાન.

સિયાહ રાત થઇ ગોયા ડાંમર ચહર,
ન મંગળ, શનિ, બુધ, પયેદા મગર.

કીધી માહાતાબે જો તઈયારી દીગર,
આકાશેથી કરવા પોતાને ગુઝર.

થયું ભાગ ત્રણ તાજબી [1]લાજવર્દ,
હવાને સપુરદ થયાં કાટ, ગર્દ.

સિયાહ રાતની ફોજે વનને મેદાન,
બીછાનું કીધું કાગ પાંખો સમાન.

અકાશે કટઇ ગયલાં લોઢાં સમાન,
ગોયા મોંહુ ડાંમરથી રંગીયુ નિદાન.

નઝર પડતો ચોતર્ફથી અહરીમન,
સિયાહ સાંપ સમ ખોલી મોહું તહન.

હવાનો સપાટો નિકળતો જો સર્દ,
ઉડારે જેવો હબશી કોયલાની ગર્દ.

દીસે બાગ, અને એમ નદીનો કીનાર,
ગોયા મોઝા ડાંમરને દરિયે અપાર.

ગયું થોભી આંસ્માની ચક્ર તે સાથ,
થયા સુસ્ત ખુરશીદના [2]પયેરા હાથ. ૧૯૮૧

કે ડાંમરની ચાદર તળે આં ઝમીન,
ગોયા ખાબ કરવાને લાગી યકીન.

થતું જેથી ગેતીનું દીલબી ઉદાસ,
છોડયા ઘંટ મારવા પેહરેગીરે ખાસ.

૧—ઘેરા બલુ રંગનું. ૨—પગો.

ન પક્ષીના શોરો, કે ભયભિત હેવાન,
બાંધી ગેતીએ નેક, બદથી, ઝબાન.

ન પયેદા હતું નિંચુ, કે ઉંચુ, ખાસ,
એવી લાંબી ઢીલે થયું દીલ ઉદાસ.

ઉઠયો હું જગાથી ફીકરમાં અતી,
મારા ઘેરમા એક [1]મહરબાં હતી.

પુકારી તેંણીને મંગાવ્યો ચેરાગ,
આવી વાહલી પુતળી, ઉભી તુર્ત બાગ.
મને કહે કે જોઈયે બતી કાં શીતાબ?
સિયાહ રાતેબી શું નથી કરતા ખાબ?

કહયું મેં ઓ પુતળી, ઉધ્યણુસી ન હું!
બતી લાવ એક સુર્યના જેવી તું!

મુંકી પાસ માહારી, ને મહફીલ જમાવ,
ધરી હાથ ચોરચંગ દારૂ ચલાવ.

તો ગઈ વાહલી પુતળી આં છોડીને બાગ,
ને લાવી તે રોશની ભરેલો ચેરાગ. ૧૫૮૨

નારંગી, ને દારૂ, ને દાડમ, તમામ,
ઝરીન એક લાવી શાહનશાહી જામ.

પીતી દારૂ. ચોરચંગ વગાડતી, નિદાન,
ગોયા ના,ખતી મોહોની [2]હારૂત સમાન.
હરેક કામે દીલને કીધું ભાગ્યવાન,
સિયાહ રાતને કીધી દહાડા સમાન.
સમજ તું શું બોલી? તે મુજ વાહલી નાર,
હમો જામ બંધે રહયાં પી જેવાર.
કહે મુજને તે સુર્ય ચંદ્ર ચહર,
ફલક તારા જીવથી રહો શાદતર.

20 ૧—વાહલી ધણીયાણી. ૨—એ એક ફરીશતાનું નામ છે.

તું મચે નોશ કર હું કહું એક બયાન,
કે બાસતાનના દફ્તરોનું નિદાન.
મારી વાત સમજી, અગર દેશે કાન,
થશે ફરતાં આસ્માની ક્રામે હેરાન.
ચારો, પ્રેમ, જંગ, હીંમતે ભર્યું, જાણ,
વઝનદારો, દાનાઓ, માણુસ પ્રમાણ.
કહયું તે [1]સરવને ઓ માહતાબ ચહર,
તું કર વાત તે આજ રાતે મગર.
કહે મુજને સમજે મારી વાત ગર–
પહલવી કીતાબી, તો કરજે શઅર. ૧૯૮૩
કહયું યાર અયે ચંદ્ર સમ ખુબચહર!
તે દાસતાન વાંચી વધુ કર મહર!
ખુલે જેથી મુજ મન કદી ગુમરાહ,
ટળી ફીક ઉંઘ આવે રાતે સિયાહ.
છે સણગાર મુજ મનનો તુંથી અપાર,
કે અયે મારી સુંદર મેહેરબાંન નાર.
તુંથી એવું જેમજેમ સમજશ બયાન,
જોડી બયેતો પુરૂ કરશ દાસતાન.
કરશ બયેતો જોડી, ખુદાની સેપાસ,
મહરબાન અયે નેક મુજ નાર ખાસ.
કે પ્યારી તે પુતળીએ વાંચ્યુ બયાન,
જે દફ્તર લખેલું કદીમ બાસતાન.
તે બયેતો રૂપી બ્યાન પર કાન કર,
અકલ ધર ઠેકાણે, દીલે હોશ ધર.
કીના માટે ખુસરૂ જો પડયો બહાર,
નવોજ સાજ ગેતીએ માંડયો તેવાર.

૧–સરવના ઝાહાડ જેવી નારને.

તુરાંથી થયાં ઝુમળી તખ્ત [1]ગાહ,
ને ખુરશીદ સુધી પુગુ જો [2]તખ્તે શાહ.

કીધી યારી આસ્માંને, ઇરાંના ગર,
ઉતારી મહર શાહી ખાનદાન પર. ૧૯૮૪

પ્રથમ સમ ઝમાનો બનીને મગર,
વફાના જળે ધોયો ખુસરૂનો ચહર.

થયું વેહતું નદીમાં એકવાર આબ,
નથી તે જગે કરતો દાંનાવ ખાબ.

જોડાયા તે સંગ ગેતીના ભાગ બે,
કારણ ચાહતો સ્યાવક્ષનો કીનો તે.

હતો એક દીવસ બેઠો મહફીલે શાહ,
ને કરતો સેપાહના દીલેરોની યાદ.

હતુ તખ્ત રેશમથી સજ્યું, ને શાહ–
હતો, માંથે ગોહરની મુકી કોલાહ.

હતી હાથ યાકુતી જામે શરાબ,
હતાં કાંણુ, દીલ, વાજીંત્રો પર શીતાબ.

બેઠા સંગ દાંના, ખુશી દમ બ દમ,
ફરીબોર્ઝે કાઉસ, અને ગોસ્તેહમ.

ફરહાદ, ગેવ, ગોદર્ઝ કશવાદનો,
દીલેર શાહાપુર, ગુરગીં મીલાદનો.

શહા,નવદરી ફઓજ તોડનારો તુંસ,
શુ ખરરાદ, બેઝન લડાયક ખસુસ.
હતો શાહી દારૂ તે સરવેને દસ્ત,
હતા સરવે જંગીઓ ખુસરૂ પરસ્ત. ૧૯૮૫
યમનનાં અકીક જેવો દારૂ તે ખાસ,
હતી કલગી સેવતીના પુલોંની પાસ.

૧–રાજઆદી. ૨–શાહખુસરૂનુ તખ્ત.

પરીચેહેરે ઉભીતી ખુસરૂની પાસ,
ચમેલી, ને કસતુરી, આલોમાં ખાસ.
હતી બઝમ રંગો, ચિતારોથી તર,
હતો પાસે દરબાંન બાંધી કમર.
આવ્યો એક પરદાથી ત્યાં ચોકીદાર,
તે દરબાંન પાસે બની હોશીઆર.
કે ઉભા છે અરનાંની દરગાહા પાસ,
ઇરાં તુર્કની હદના સરદારો ખાસ.
શાહા પાસે આવવા જુએ છે તે રાહ,
આવ્યા જેઓ રાહ દુરથી દાદખાહ.
સમજ્યું તે ચાલાક સરદારે ખાસ,
આવ્યો દોડી ખુસરૂના તે તખ્ત પાસ.
હુકમ લીધો, સમજેલું કહીને તમામ,
લાવ્યો માનથી તેની સામે મુદામ.
આવ્યા તેઓ સરવે જણાં શાહ પાસ,
પુકારી, રડી, દાદને ચાહતા ખાસ.
જોડી હાથ, સરને ઝમીને ધરી,
આવ્યા તેની પાસે રૂદનને કરી. ૧૯૮૬
સદા રહો ફ્તેહમંદ અયે તાજવર!
તુ છે પોતે ઝીંદગીને લાયક અમર!
શહર દુરથી, દાદે આવ્યા નિદાન,
છે આ ઝમથી ઈરાં, ને તે ગમ તુરાન.
તે જગ્યાનું છે ખાનેઅરમાન નામ,
તુ શાહ પાસે લાવ્યા અર્માની પયામ.
તુ રહો શાદ રોશન હમેશાં અમર,
ફ્તેહમંદ હર મુલ્કના બદ ઉપર.

હરેક હરફત કેશવરનો તુ પાદશાહ,
હરેક ગમ બદીમાં દેનારો પનાહ.

તુરાં મુલ્ક, છે હદ હમારે શહર,
જેથી રંજ એકતો છે હમ પર ઝબર.

છે જંગલ ઇરાં શહરની તર્ફ એક,
ધરીએચ કાળજી જેને માટે દરેક.

જેમા ખેતરોખી છે કીંમતી અપાર,
છે ફળવંત ઝાડો અતી મેવાદાર.
હમારૂ, ને કુતુંમ્બી, પોષણનું ધામ,
ઓ શાહે ઇરાં, દાદ લે તું તમામ.

આવ્યાંચ હાલ ભુંડો, હઝારો હઝાર.
ને ઘેરીયાં છે જંગલ, ને ખેતર, અપાર. ૧૯૮૭

છે હાથી જેવા દાંત, પાહાડી બદન,
દુઃખી જેથી અરમાની રઇયત તદન.

કીધાં નાશ ખેતર, ને ઢોરો, મુદામ,
હમો પર શું નાંખી છે આફત તમામ?

તે રોપેલાં ઝાહડો, જેની આપી યાદ,
તેના દાંતે કટકા કરેચ થઇને શાદ.

તેના દાંતે પત્થરબી ટકતો ન સખ્ત,
ઉંધુજ જાણે વળ્યુંચ હમારૂ તો બખ્ત.
સમજ્યું તે ફર્યાદીઓનું બયાન,
થયો દીલથી દુઃખી શહા બેગુમાન.
દુઃખે, શાહે બક્ષીસ કીધી તેંમણે ગર,
કીધો શોર જંગી દીલેરો ઉપર.
કે મુજ નાંમી પહલવાંનોમાં આ તમામ,
છે કોણ અંજુમનમા ઉઠાવનારો નામ?

કે નાના તે જંગલમા ભુંડોના જાય,
શરમ, જંગ, મોટઈના નામેથી આય.

ને કાપે જો શમશીરે ભુંડોના સર,
દેવશ ગંજ, ગેંહર, બખીલઈ વગર.

કહયું શાહે તો ખુમચો સોનેરી એક,
ખઝાનચીએ મુકયો તખત પાસ છેક. ૧૯૮૮

તરેહવાર ગોંહરો મુકયાં મુદામ,
અને એકબીજામા તે ભેળ્યાં તમામ.

લાવ્યા ઘોડા દસ જે સુનેરી લગામ,
હતો જે ઉપર છાપ, કાઉસ નામ.

કીધા રૂમી રેશમને કપડે તઇયાર,
પછી માંગ્યો ટોળાથી એક નામદાર.

અને બોલ્યો ગેતીનો તે શાહરયાર,
કે અય સીફત લાયકના કુલ નામદાર!

ગણેચ કોણ મુજ રંજ, પોતાનો રંજ?
કરેચ કોણ મુજ ગંજ, પોતાનો ગંજ!

તો દઇ જવાબ શકયું નહીં અંજુમન,
મગર નેંક બુન્યાદ ગેવનો બેઝન.

આવ્યો પહલવાનોની વચ્ચેથી પાસ,
કીધી શાહ ઉપર દાદગરની સેપાસ.
મહલ તારો જોતું ના કોઈ તું વગર!
હુકમ તારો ગેતીમાં રેહેજો મગર!
હુકમથી એ કામે છું હાજર તદન,
તારેજ માટે રાખુ છું મુજ જાનો તન.

જો બેઝન એ બોલ્યો, ગેવે બીજી ગમ,–
જોયું, કામ લાગુ સખત દમ બ દમ. ૧૯૮૯

દોઆ તેણે કીધી  પ્રથમ શાહા પર,
બેઝન ગમ ફર્યો,  લાવવા રાહા પર.
કહયું  બેટાને આં જવાંની છે શું ?
પોતાના આં બળ પર ગુમાંની છે શું ?
જવાં, ઉચ તુખમ સંગ હોય અકલવર,
મગર  બીન અનુભવ ન પામે હુનર.
હરેક નેક, બદ, જોઇયે  ખમવું મગર,
જોઈયે ચાખવી લીલી,  સુકી, ઝગર.
ન જા ત્યાં, જે રસ્તે ગયો તું ન ખાસ,
ન કમ અકલે ખો આબરૂ શાહા પાસ.
ખફા બન્યો બેઝન પીદર વાતે સખ્ત,
જવાં મર્દ,  ચાલાક,  બેદાર બખ્ત.
કહયું એમ કે અયે  ફતેહમંદ પીદર !
મને એવો  સુસ્તી સમજ ના મગર !
કરશ  સરથી જુદાં તે ભુંડોના તન,
સફા તોડનારા,  છું ગેવનો બીઝન.
કબુલ  વાત મારી કરી લે આં તું,
છું  કામે જવાં, અકલમાં ઝઇફ છું.
થયો શાદ શાહ, બોલ્યો બેઝન જેવાર,
દોઆ દઇ ને  ફરમાન દીધું તેવાર. ૧૯૯૦
કહયું તેને શાહે  કે અયે પુર હુનર,
બદી  સાંમે તું ઢાલ છે વખ્ત હર.
જેનો હોય તું જેવો બંદો  જો કોય !
તે શત્રુથી  બીહે તો સુખોજ હોય !
તે મીલાદી  ગુરગીનને [1]કહે જલ્દતર,
છે  બેઝન તો [1]અરમાનથી બેખબર.

૧—અરમાનની રાહથી.

તેની સાથ જા ઉંટો, ખચ્ચરો, લઇ,
તેનો ભોંમીઓ, ને મદદગાર થઇ.

થયો ત્યાર બેઝન જવાને તે રાહ,
કમર બાંધી, ને મુકી માંથે કોલાહ.

લીધો સંગ મીલાદી ગુરગીન બસ,
કે રહે સાથી જંગમા ઝરૂરી દીવસ.

ગયો શાહી દરથી, સગો, શકરા, લઈ,
કે કરવા શિકારો, તે રાહ લાંબી થઇ.

ચાલ્યો, ગોયા કફ નાખતો સિંહ ઝબર,
ઉખેડતો હરણુ, ગુરોના, તનથી સર.

સગોના નખે જંગલી બકરા તણાં,
સીના ફાટી દીલ દુઃખે તપતાં ઘણાં.

આવતી ગુરોની ડોક પેચે કમંદ,
શું બેઝન ! ગોયા તેહમુરસ દેવબંદ ! ૧૯૯૧

તીતર ફસતાં શકરાની ચુગાલો મ્યાન,
તો લોહી ઉડતું વા થી ચમેલીને પાન.

પસાર એ રીતે કરતા રસ્તો તમામ,
ને ફુલ રાહા ગણુતા બગીચો મુદામ.

આવ્યા ત્યાં, હતું જ્યાં તે જંગલ બુલંદ,
હતો શાહે જંગી જેથી દર્દમંદ.

કીધી બેઝને જંગલે તે નઝર,
ઉકળ્યું તેનું ખુન ગુસ્સે ઝબર.

ભુંડા દોડતાં તે, ખબર ના કે આજ–
ઘર્યુંચ બેઝને ઘોડે ઝીન તેઓ કાજ.

આવ્યો બોહળાં જંગલની પાસે જેવાર,
કીધો તેણે, ભુંડાની જંગનો વિચાર.

ભીતર ચાલ, મીલાદી ગુર્ગીનને કહે,
ન તો એક બાજુ ખસી દુર રહે.

આં ભુંડો ઉપર છોડું તીરો હું ખાસ,
જજે ત્યારે તું પેલા ચશમાની પાસ.

ઉઠે જયારે આં જંગલેથી પુકાર,
ઉઠાવી ગોરઝ રેહેજે તું હોશીયાર.

જે કોઇ બચે મારે પંજે અગર,
એકજ ફટકે તનથી જુદું કરજે સર. ૧૯૫૨

તો બેઝનને કહે જંગી ગુરગીં તેવાર,
નવા શાહથી મુજનો નથી એ કરાર.

મદદ મારેથી ચાહતો એવી ન આય,
કરીશ કંઇ ન હું રાહ બતાવ્યા સિવાય.

લીધાં છે તુએ ગોહરો, ચાંદી, 'ઝર,
ને જંગની તો બાંધી છે તુએજ કમર.

થયો બેઝન હેરત સુની વાત લઈ,
તેનો ચેહેરો જોતાં સિયાહ આંખ થઈ.

કે જંગલમા આવ્યો તે સિંહની સમાન,
ચઢાવી દેલાવર તે મર્દે કમાન.

ગરઝયો ચોમાસાંના વાદળ સમાન,
પડયાં, જાણે વરસાદ, ઝાહડોના પાન.

ભુંડો પુઠે ધસ્યો ગોયા હાથી મસ્ત,
ધરી આબદાર એક ખંજરને દસ્ત.

આવ્યાં જંગ કરવા તે સામે તમામ,
ઝમીં લાગાં દાંતોથાં ખોડવા મુદામ.

આવ્યું ભુંડ એક, જાણે કે અહરીમન,
ચીર્યું જેણે બેઝનનું બખ્તર તદન.

પોલાદ સખ્ત સંગે ઘસે છે લોહાર,
તેમજ ઝાહડોથી દાંતો ઘસતું અપાર. ૧૯૯૩

લડાઇનો આતશ જો સળગી રહયો,
ધુંમાડો તે જંગલ તણો થઈ ગયો.

માર્યું તેને ખંજર સીના દરમેયાન,
બે કટકા થયું તન તે હાથી સમાન.

ભુંડા જંગી બન્યાં, કોહલાં સમ દુરૂસ્ત,
બદન તેગે લોહી ભર્યાં, દીલ જંગે સુસ્ત.

કાપ્યાં ખંજરે તે દરેકોના સર,
બાંધ્યાં તેઝ શબરંગની ઝીન પર.

કે જાય દાંતો શાહની તે પાસે લઈ,
તથા સર વિનાના તનો લઈ જઈ.

દીલેરે ઇરાંને બતાવે હુંનર,
કે જંગી તે ભુંડોના કાપ્યાં જે સર.

ભર્યાં સર્વે ગાડાંમા પાહાડો સમાન,
પાડાઓખી હાકયા જે ખેંચતાં નિશાન.

## ગુરગીને બીઝન ઉપર અદેખાઇ કરવી અને તેને અફ્રાસિયાબની બેટી મનીઝેહના હાથમાં સપડાવવો.

કે બદ ખ્યાલ, ગુરગીન ને ઢેવાંનો હોશ,
ઊભો જંગલે એક તરફથી ખમોશ.
નઝર આવ્યું જંગલ સિયાહ સર્વ ખાસ,
છતાં ખુશી બતલાવી કીધી સેપાસ.
એવાં કામે દીલને થયું તેના દર્દ,
ડરી ગીયો બદનામીથી પોતે મર્દ. ૧૯૯૪
જો ફેરવ્યું શયતાંને દીલને ઝબર,
તો ચાહી બદી સખ્ત બેઝન ઉપર
લખેલું જેવું, તેવો આવ્યો વિચાર,
નહીં યાદ યઝદાંની કીધી લગાર.
જેઓ ખાહી ખોડે છે ઉંડી જો રાહ,
છે લાયક તે પર કરવી પોતે નિગાહ.
મોટાઇને કાજે, અને કાજે નામ,
બીછાવી જવાનના તે રસ્તામાં ર્દામ.
બેઝન તેના કરતુકો જાણતો નહી,
જેથી માની વાતો બધી તેની સહી.
શરાબ લાલ પીધો થોડોએક અગર,
નિગાહ કીધી બેઝને ગુરગીન ઉપર.

કહયું કેમ ? જોઇ જંગ મારી આં વાર ?
કરે કોઇ મુજ જેવી જંગનો વિચાર ?
કહયું તેણે બેઝનને અયે પહલવાન !
છે દીલ જંગ માટે, અકલ માટે જાન !
એવાં પાડશે પાર તું કામો ચંદ,
તે યઝદાંના બળથી, ને બખ્તે બુલંદ.
હવે કેહવાનું છે, તે કહું છું તને,
હું આંબ્યોચ અગઉ હયાં ઘણીવાર અને.
શું રૂસતમ, કે શું ગેવ, સંગ ગોસ્તેહમ,
શું તુસ, નવદરી સંગ, કે ગઝદેહમ.
બોહળાં જંગલે આં હુંનર બેશુમાર-
કીધા છે, થયો વખ્ત જેપર પસાર.
બુલંદીએ આવ્યાં હમારાં આં નામ,
શહા પાસે પામ્યા છે ઇઝઝત તમામ.
નથી દુર હયાંથી, છે એક જશ્નગાહ,
તુરાન આવે છે બે દીવસની તે રાહ.
જોશે એક જંગલ અતી પીળું લાલ,
છે જેથી સખી મર્દોના દીલ ખુશાલ.
થે બાગ, આબ વેહેતું, ને ઝાડી, તમામ,
દીલેરોને લાયક તે છે એક મુકામ.
હવા કસ્તુરી, રંગીં કપડું ઝમીન,
ગુલાબ જેવાં પાણી ઝરાના યકીન.
પુલે જુમી, શાખે ચમેલી શીતાબ,
પુંજારીઓ બુલબુલ, ને માશુક ગુલાબ.
ગુલાબોની ચોમેર તીતર ફરેચ,
સરોદ સર્વની હાળે બુલબુલ કરેચ.

હવે એ પછીથી થોડા વખ્ત ચાર,
થશે બેહશ્ત જેવો નદીનો કીનાર. ૧૯૯૬
પરી ચેહરા જોશે તું કોહ બેયાબાન,
ટોળાં ચોતરફ બેઠેલાં શાદમાન.
મનીઝેહ છે બેટીએ અફ્રાસેયાબ,
જેણી બાગ કરશે નુરી આફ્તાબ.
ચમેલીના ફુલ પર સિતારાનો સાજ,
કરેચ માહરૂખોબી દોઆ જેને કાજ.
હવે કરશે જંગલે તેંણી મુકામ,
કે લઇ દાસીઓ સો રૂપાળી તમામ.
છે પરદેનશીં તુર્ક બેટીઓ જે,
સરવ કદ, ને કસતુરી બાલોની છે.
ગુલાબી તે ચેહરા, ને આંખોમા ખાબ,
શરાબે ભર્યા લબ, પંમરતા ગુલાબ.
સજેલું તે જંગલ તું જોશે ઝરૂર,
ચીની બુતખાના જેવું, ગંજે પુર.
અગર આપણે જો પેલી જશ્નગાહ,
જઇયે એક દહાડાની કાપીને રાહ.
લાવ્યે કંઇ પરીચેહેરા તેમાંથી ખાસ,
તો પામીશું ઇઝઝતબી ખુસરૂની પાસ.
બોલ્યો એમ ગુરગીં, તો બેઝન જવાન–
તણું, ઊસકેરાયું તુખમ પહલવાન. ૧૯૯૭
કદી કામ ઇચ્છતો, કદી નામ અગર,
હતો જવાંન, ચાલ્યો જવાની ઉપર.
ચાલ્યા બેહુ જણાં તેઓ લાંબી સફર,
કે એક લોભી પેશાનો, જંગી દીગર.

ને એક દીનની રાહે, બે જંગલ મેયાન,
આવી લાગ્યો લશકર પનાક પહલવાન.

તે અગ્માની જંગલોમાં બે દીવસ,
રહયા સગ, ને શકરાઓથી શાદ બસ.

હવે તુરકી વનમાં મનીઝેહ ગઈ,
મઝા માટે સરદારોની બેટી લઈ.

તુરાં મુલકમા ન હતી એવી હાલ,
ઉંચઇ, ગાલ, ચેહેરો, ને તે જેવા બાલ.

જે અફ્રાસેયાબ પાસ વાહુળી હતી,
તપતું દીલ તે માયાની આગે અતી.

[1]ખતાની હતી દીલબરો [2]માહરૂ પાસ,
પરીચેહેરો, સુંદર કદોનીજ, ખાસ.

અંમારી ચાળીશ ચાંદી ઝરની અતી,
જેમાં પુતળીઓ રૂપેરી તન હતી.

હતી લાવી અયેશોનો સામાન તે,
શું વધતો, કે ઓછો, બેયાબાન તે. ૧૯૯૮

બેઠાં જશ્નગાહે ખુશીમા તદન,
ભરાયું બે આફતાબ, માહતાબે વન.

ધાયું ગુરગીંને આવી કુંમારી એમ,
થયું વન બધું સુર્ગની આંખ જેમ.
તો ખોલી તે દાસતાન બેઝનની પાસ,
ખુશાળી, જશનની, કીધી યાદ ખાસ.
ત્યારે બોલ્યો બેઝન તે ગુરગીંન પાસ,
કે અવ્વલ હું જાઉ છું તે પાસ ખાસ.

હું જોઉ દુરથી તેઓની બઝમ એમ,
છે તુરકીઓમા મોજ કેવી ને કેમ?

૧-ખતા શેહેરની. ૨-ચંદર જેવાં મોઢાંની.

પ્રથમ તો હું જોઉં તે ચેહરા બુલંદ,
અને જોઉં આવે છે દીલને પસંદ?

લગામ ત્યાંથી ફેરવશ પછી હું મગર,
ઝળકતો ધરી ભાલો ગરદન ઉપર.

વધુ સારો કરશું પછીથી વિચાર,
તેને જોવાથી દીલ થશે હોશીઆર.

કહયું ગુરગાને જા ખુશી રેહેજે પુર,
ને ગમગીનીથી રેહેજે હમેશાં દુર.

થયો જવાન સરદાર તે કામે ત્યાર,
કીધો તેનો શિકાર કરવા વિચાર. ૧૯૯૯

ખઝાનચીને કહે મુજ પીદરની કોલાહ,
જે ધરતો હતો માંથે હર બઝમગાહ.

બધી જેથી રોશન થતી બઝમગાહ–
તે લાવ, બઝમની લેવી છે મુજને રાહ.

તથા બાલી ખુસરૂની, સાંકળ બુલંદ,
ગોંહરનો જડીત ગેવનો બાજુબંદ.

જે માગ્યું, ખઝાનચી તે લઇ આયો ખાસ,
ધર્યું ગંજથી જંગી બેઝનની પાસ.
પેહેર્યો ઝલો રૂમી ઝળકતો મગર,
બેસાડયાં [1]હોમાંના પરો તાજ પર.
ધર્યું ઝીન શબરંગની પીઠે બુલંદ,
માગ્યાં વિંટી, પહલવાની કંમરનો બંદ.
ચાલ્યો તે પગો મુકી ઘોડા ઉપર,
દોડયો, જ્યાં પુગો ત્યાં સુધી તે ઝબર.
આવી લાગો જ્યારે તે જંગલની પાસ,
અદેશા ભર્યું દીલ હતું કામે ખાસ.

૧–હોમાં પક્ષીના પીછાં.

ઉભો એક [1]સુરવની નિચે જઈ બુલંદ,
કે પોંહચે ન આફતાબથી કંઈ ગઝંદ.
તે ખુબચહરના તંબુની છેક પાસ–
આવ્યો, કેમકે લડતો દીલે પ્યાર ખાસ. ૨૦૦૦
તંબુરા, ને [2]ગીતોના, રાગે મેદાન,
ગોયા જીવને દેતું દોઆ બેગુમાન.
ઊતર્યો તે ઘોડેથી ત્યાં તે પળે,
ઉભો [2]બીડના એક સાંયા તળે.
ને ઘોડાને બાંધ્યો તે જગ્યા ઉપર,
છુપાઇને લાગો તે કરવા નઝર.
તે જંગલ બધું માશુકોના દીદાર–
થી, દીપતું હતું ગોયા બાગે બહાર.
થયાં ગુમ જંગીના હોશો, સબર,
હતા કાને બે તેના આવાઝ પર.
પડયો પ્રીક્રમા બેઝને નામદાર,
લે પહલુમા કેમ ચંદ્ર આકાશી યાર ?
તે સુંદરીએ તંબુથી રસ્તા ઉપર,
કે જોયો સેપાહના તે જંગીનો ચહર.
નઝર ગઈ મનીઝેહની તે પર તુરત,
જોયો મર્દ એક રંગીલો ખુબસુરત.
ઘોડો એક બાંધ્યો તો પાસે દરખ્ત,
હેરત થઈ મનીઝેહ તે કામેથી સખ્ત.
યમનના સોહયલ સિતારા જેવા ગાલ,
[3]ચમેલીની ચોખુટ દાઢીના બાલ. ૨૦૦૧
કોલાહ જહાં પહલવાંનની સર મુદામ,
ઝળકતું સીનુ રૂમી કપડે તમામ.

૧–સરવના ઝાડની. ૨–બીડ નામના ઝાહાડના. ૩–ચમેલી જેવા ગાલોની.

કુંમારીકા પરદેહનશીનનો મગર,
ઉછળ્યો પેયાર, જ્યાર શોધનાર પર.
તો કાસદ દાયા મોકળી તે પળે,
કે જા [1]સર્વ ઉંચાંની ડાળી તળે,
જો છે કોણુ માહતાબ સુરત વરી?
થયો ઝીંદા સ્યાવક્ષ કે કોઈ પરી?
અને પુછ, કે આવ્યો છે હયાં શું કામ?
તને કોણુ લઈ આવ્યુ છે આં મુકામ?
પરીઝાદ છે? યા છે સ્યાવક્ષ તું?
કે દીલ તારા પ્યારે કરૂચ ફીદા હું?
ચાહેચ કરવા ગેતીમા શું રસ્તખેઝ?
કે મોહબ્બતની સળગાવી છે આગ તેઝ?
આં જંગલમા વર્ષો થયાં હું તદન,
નવાં નિત કરૂ છું વસંતે જશન.
ન આં જશ્નગાહે જોયો કોઈ, મગર-
જોઉંચ તુને, અયે [2]સર્વે આઝાદ નર!
કેહજે તું પરી છે! યા ઈન્સાં નિદાન?
હયાં આવનાર, આં જશ્નગાહ દરમિયાન? ૨૦૦૨
નથી જોયો મે [3]માહારૂ, જેવો તું!
કહે નામ શું છે? અને ઠામ શું?
તે બેટીનો દાસીએ સમજી પયામ,
તુરત દોડી ઝડપી કદમ રાહ તમામ.
આવી લાગી ત્યાંથી તે બેઝનની પાસ,
દોઆ લઈ નમનબી કીધુ તેને ખાસ.
મનીઝેહનો બેઝનને આપ્યો પયામ,
ગુલાબ ગાલો બેઝનના ખીલ્યા તમામ.

 ૧-સરવનુ ઝાડ. ૨-સરવના ઝાડ જેવા ઉંચા. ૩-માહતાબ જેવા ચેહરાનો.

કહયું બેઝને આપમતલબી થઇ,
કે અયે શીરીં બોલનારી કાસેદ ! હું કંઇ–
નથી સિયાવક્ષ, ના પરીઝાદ છું,
અમીરોના શેહેરે ઇરાંનો છું હું.
હું ગેવનો બીઝન, ઇરાંથી કરવા જંગ–
આવ્યોચ, ભુંડોની જંગમા તેઝ [1]થંગ.
ફેંકી તેને રાહમાં, લીધાં કાપી સર,
કે શાહ પાસે લઇ જાઉં દાંતો ઝબર.
ખબર મેં સુની જશ્નગાહની અહીં,
તો ગોદર્ઝના ગેવ તરફ ફર્યો નહીં.
અફ્રાસ્યાબની બેટીનું મોંહ મગર,
બુલંદ બખ્ત બતલાવે સ્વપને અગર. ૨૦૦૩
હું જોઉં છું જંગલ સજેલું ઝરૂર,
ગો બુતખાનુ ચીની, ખઝાનાથી પુર.
કરે તું મહર તો આં સોનેરી તાજ,
કમરબંદ, બાઝી, કરૂ ભેટ આજ.
મને જા તું લઈ પાસ તે ખુબ ચહર,
મારો પ્રેમ પયેદા તેના દીલે કર.
ફરી દાસી, બેઝન જો બોલી રહયો,
ભરમ તે મનીઝેહને કાને કહયો.
એવો તો છે ચેહેરો, એવું કદ છે બસ,
કીધોચ એવો યઝદાંએ તેને સરસ.
કહયું દાસીએ તે મનીઝેહને બ્યાન,
છુપો ભેદ પાંમી મનીઝેહ નિદાન.
કહયું દાસીને તું ખબરદાર છે !
મારા જાન તનની તું સરદાર છે !

[1]—ચુંગાલ.

તુરત તેણીએ એમ વાળ્યો જવાબ,
સફળ ખ્યાલ તારો થયો છે શીતાબ.

તું આવ ચાલતો લાડથી મારી પાસ,
સિયાહ જાન રોશન તું કર મારો ખાસ.

તારાં દીદે મુજ જાન રોશન થશે,
ખીણો, જંગલો, —તંબુ, ગુલશન થશે. ૨૦૦૪

પેલીજ રહનુમા લાવી નામું તે પાસ,
ભર્યાં જ્વાબે બેઝનના દીલ, કાંનો, ખાસ.

કેહવાનુ રહયું ના તે જગ્યે લગાર,
ચાલ્યો સર્વના છાંયાથી તેજવાર.

અફ્રાસયાબની બેટીના તંબુ ગમ,
શીતાબીથી ચાલ્યો ઉઠાવી કદમ.

આવ્યો પરદામા ગોયા સર્વ બુલંદ,
કમરબંદથી કંમ્મર હતી તેની બંદ.

મનીઝેહે આવી બગલગીર કરી,
પટો કયાંની છોડયો કમરથી ફરી.

પુછયું રાહ, અને કાફલા માટે ખાસ,
કે જંગમા છે કોણ જંગીઓ તારી પાસ?
ને કાંય એવાં કદને, ચેહરાને, બુલંદ?
ગોરઝથી દીયે છે ઓ ખુબરૂ ગઝંદ?
પગો ધોયા લઇ કસતુરી ને ગુલાબ,
ને ખાનાની તઇયારી કીધી શીતાબ.
તરેહવાર ખાનાની ઠાલો સજઇ,
વધુ ને વધુ બીજી આવતી ગઇ.

સજી બઝમ તંબુર, શરાબોની, ખાસ,
કીધો તંબુ બેગાંનાઓથી ખલાસ. ૨૦૦૫

ઉભી રહી ત્યાં દાસીઓ સરવે ખચીત,
સિતાર, ચંગે, ગાતી ખુશાળીના ગીત.
બની મોર રંગ [1]દીબાઓથી ઝમીન,
દીનાર, વસ્ત્રથી, વાઘની પીઠ યકીન.
શુ કસ્તુરી, અંબર, શું યાકુતો, ઝર-
થી, સજ્યા હતા તંબુઓ સર બ સર.
તે બીલ્લુરી જામોમાં જુનો શરાબ,
નવીજ દીધી ઘેવના તે બેઝનને [2]તાબ,
બેઠાં શાહ ત્રણ દી અને રાત ત્રણ,
સીતમ કીધો ખાબે, ખુમારીએ, પણ.

## મનીઝેહનું બીઝનને પોતાના મહલમાં લઇ જવું અને તેનું અફ્રાસેયાબના હાથ ઊપર કચેદ પકડાવું.

આવ્યો પાછી ફરવાનો જો વખ્ત પાસ,
રહી ચેહુરે બેઝનનો જોવાની આસ.
બેઝન ચુર બન્યો, મનીઝેહથી ખાસ,
કે બોલાવી દાસીઓ પોતાની પાસ.
ને ફરમાવ્યું, તો દેકી દારૂ તમામ,
દાસીઓએ ભેળ્યો પીવામાં મુદામ-

૧-રેશમી કપડાંથી. ૨-શકિત.

ને દીધો, કે પીધો, થયો મસ્ત નર,
તો નાખ્યું નિંચે તેણે પોતાનું સર.
અમારી બનાવી જવા શાહ મિયાન,
કીધી જ્યાં સુતેલાની જગ્યા નિદાન. ૨૦૦૬
કીધું સુવા એક ગમ, તે વાહલાનું ધામ,
બીજી ગમથી પોતાને કરવા આરામ.
કપુર પાંથર્યો જગ્યે કરવાની ખાબ,
ને સુખડના લાકડાં પર છાંટયો ગોલાબ.
આવી શાહરની છેક નઝદીક અગર,
દીધી ઢાંકી ચાદર સુતેલા ઉપર.
આવી રાતે એમ મેહેલમા છુપી ખાસ,
નહીં હોઠ ખોલ્યા, બેગાંનાઓ પાસ.
કીધી મેહેલે જગ્યા સુવાની તઇયાર,
બની તેઝ, બેઝનને કરવા બીદાર.
નાખ્યો હોશીયારીનો કાને શરાબ,
કે હોશ અંદર આવે ફરી તે શીતાબ.
થયો જાગી હોશયાર બેઝન તદન,
તો પહેલુમાં જોઇ ચંમેલી બદન.
અફ્રાસ્યાબના મેહેલ અંદર મગર,
તે માહરૂખ સંગ માથું તકયા ઉપર.
ખાધો તન ઉપર પેચ બેઝને હાય,
પનાહ માગી રબની, અહરીમનથી આય.
તે બોલ્યો કે યા દાદગર મારો અહીં-
થી, હરગેઝબી થાશે છુટકારો નહીં. ૨૦૦૭
કીનો લેજે ગુરગીનથી મારો અપાર,
સુની દુઃખ, અને તે ઉપરનો ધીઃકાર.

બુરી રાહનો દેખડાવનારો હતો,
હઝાર વાતે પુસલાવનારો હતો.

મનીઝેહ કહે તારૂ દીલ શાદ કર,
થયું જે નથી, તેનો ગમ તું ન ધર.

પડેચ મર્દ પર આવી હર રીતે કામ,
કદી માહફીલો, તો કદી જંગ, તમામ.

શરાબી મુકી જામ એક તેને દસ્ત,
ને બોલી અરે શેર ખુસરૂ પરસ્ત!
શરાબ પી, અને કર ન કોઈ વાતે ગમ,
ન ગમથી થતું કાંઇ ઝયાદા કે કમ.

હજી આવી ના ગમગીની તારી પાસ,
તો કાં રાખે છે દીલ પોતાનું ઉદાસ?

ખબર શાહને એ કામે પડશે નિદાન,
તો આગળ કરીશ ઢાલ, મુજ વાહલો જાન.

હરેક ઓરડામાંથી તેડી ગુલચહર,
સજ્યાં ચીની રેશમના કપડાં મગર.

પરીચેહેરોએ લીધાં વાજીંત્રો બસ,
ખુશીમા જવા લાગા રાતો દીવસ. ૨૦૦૮

પડયાં બંધે ખાની પીનીમાજ ત્યાં,
હતો માચડો જ્યાં, ને ફાંસીબી જ્યાં.
બડઈની જે કોઇ વાતો લાંબી કરે,
બલાના તે ઝાહડોને પાડેચ ખરે!
ગયો વખ્તબી કંઇક એમાં અગર,
કે દરબાંનને થઇ એ માટે ખબર.

કીધા તેણે ખુલ્લા તે ભેદો દરેક,
નઝર; તેઝ એ કામે રાખીતી છેક.

જોયું કોણુ છે? ને તેનું કોણુ શહર?
શુ મતલબ છે તુરાન આવવા મગર?
તે જાંણી ને દહશત કીધી જીવ તણી,
શીતાબી કીધી ચારો શોધવા, ઘણી.
ન જોયો ચેતાવવા સિવાયે વિચાર,
તો દોડયો તે પરદા પુઠેથી તેવાર.
કહયું આવી તુરાનના શાહા પાસ,
શોધ્યો બેટીએ મર્દ ઇરાની ખાસ.
કીધો યાદ જેહાંજુયે તે દાદગર,
ધ્રુંજ્યો, જાણે તુફાને બીદનું શજર
ખુની આંસુ પાપણુથી લુછયાં તમામ,
બની ગુસ્સે કેહતી કહી આં મુદામ. ૨૦૦૯
જનાનામા બેટી જેને હોય અગર,
તે બદ વખ્ત છે, હો ગમે તાજવર.
અજબ રહી મનીઝેહના કામોથી ખાસ,
[1]કરાખાન સરદારને તેડયો પાસ.
ને બોલ્યો આં બદ ઓના કામે અપાર,
અકલમંદીથી આપ સારો વિચાર.
કરાખાને ઉત્તર દીધો શાહ પાસ,
ચાલાકીથી કરવી એ કામે તપાસ.
ન બોલવું રહયું, જો એમજ છે અગર,
મગર છે સમજ્યું, ન જોયલું નજર.
સુની જવાબં એવો ને અફ્રાસિયાબ,
કરાખાનની વાતે બનીયો શિતાબ.
નજર ગરસીવઝ પર કીધી ધ્યાનથી,
કે શુંશું જોયું, જોશું ઇરાનથી.

1—શાહનો વડો બેટો.

ઝમાનો કાં આંધેચ બુરાઈના બંદ ?
છે ગમ શેહેરે ઈરાંનો, ભુંડુ ફુરઝંદ ?

સવારો જા લઈ સાથ ચાલાક સર,
નીગાહ રાખ મેહેલે, અગાસી, ને દર.

પછી જો મહલમાં, કે છે કોણ ત્યાં ?
જે હોય, લાવ બાંધી તેને ખેંચી હયાં. ૨૦૧૦

આવ્યો ગર્સીવઝ દર્વાઝાએ જેવાર,
આવ્યા ખાની પીણીના મેહેલે પુકાર.

અવાઝ ચંગોના, શોર [1]રોબાબના,
નિકળતા મેહેલથી અફ્રાસ્યાબના.

સવારોએ દર, ઝરૂખાં, મેહેલે શાહ-
ઘેરી, ચોતરફથી, કીધી બંધ રાહ.

ગરસીવઝે બંધ મેહેલનો જોયો દર,
અવાઝ, દારૂ ખાણીપીણીનો અગર.

તો હાથ મારી સાંકળને તોડી દઇ,
ધસ્યો મેહેલમાં દર્વાઝેથી થઇ.

શીતાબીથી આવ્યો તે ઓરડાની પાસ,
હતો મર્દ બેગાંનો જ્યાં પેલો ખાસ.

દરવાઝાથી ગઇ બેઝન ઉપર નઝર,
ઉકળ્યું તેનું લોહી ગુસ્સે ઝબર.
તે ઓરડામાં દાસીઓ ત્રણસો હતી,
શરાબ, ને સિતારોના, રાગે અતી.
બેઝન જ્યારે બેઠોતો સ્રીઓ મેયાન,
શરાબ હોઠ પર લાલ લઇ, શાદમાન.
કીધો દુઃખે ગરસીવઝે શોર ગર,
રે ! પોતાને ભુલેલા નાપાક નર. ૨૦૧૧

તું ફસ્યો છે, સિંહ મસ્તના હાથ મ્યાન,
બચાવશે હમોમાંથી કેમ તારો જાન ?
ખાધો પેચ બેઝને પોતા ઉપર,
લડશ કેમ ઉઘાડે બદનથી મગર.
છે કયાં ગેવ, ગોદર્ઝ કેશવાદગાન ?
આં ફાકટમા સર દેવું પડશે નિદાન.
નથી રાહાબર ઘોડો શબરંગ આં વખ્ત,
ખચિતજ ફર્યું આજ છે મારૂ બખ્ત.
ન કોઈ યાર ગેતીમા જોતો હું બસ,
ખુદા વિન ન કોઇ મારો ફરીયાદરસ.
સદા એક મોઝાંના પગમાં તૈયાર,
છુપું રાખતો ખનજરે આબદાર.
મારી હાથ, ખંજર મેયાંનેથી લઇ,
દરવાઝો ઘેરી, નામબી દીધું દઈ.
કે બેઝન, નબીરો છું કેશવાદી હું,
અમીરો, દીલેરોનો સરદાર છું.
નથી ફાડતો ચર્મ કોઇ મુજ, મગર-
ધરાયું હોય સરથી બદન, તે વગર.
કયાંમત અગર થાય ગેતીમાં યાર,
ન કોઇ જોશે પીઠ નાહસ્તાં મુજ લગાર ૨૦૧૨
પછી ગર્સીવઝ પર પુકાર્યો તે વખ્ત,
કે ફર્યું છે મુજથી બુરૂ એવું બખ્ત.
તું જાણે છે શાહ, ને મારા નેથાંગાન,
તથા મારો દરજ્જો દીલેરો મેયાન.
અગર જંગ કરશો, તો જંગ માટે હું-
સદા, લોહીથી હાથ ધોઇ રાખું છું.

આં મુંજ ખંજરે તુરકીઓમાં મગર,
ઘણાં સરદારોના હું કાપીશ સર.
અગર જાય લઈ શાહે તુરાન પાસ,
તો દાસ્તાંન સારી કહું તેને ખાસ.
અરઝ ખુન બચાવાની કરજે, અને-
છે લાયક, જો નેંકીમા રહબર બને.
કીધી હુમ્લા પર ગરસીવઝે નઝર,
લડઈમા તેની તેઝ ચુંગાલ પર.
તો જાણ્યું લ,ડાઇમાં બન્યો છે મસ્ત,
છે તઇયાર લોહી રે,ડવા તેના દસ્ત.
વફાની કબુલાત તેથી કીધી,
ઘણીએક સારી શીખામણુ દીધી.
કરાવ્યું તે ખંજર વચન આપી, દુર,
મીઠાશે લીધો બાંધી બંદમાં ઝરૂર. ૨૦૧૩
બાંદયો પગથા સર ગોયા ચિત્તાને સખ્ત,
હુનરથી નફો શુ? જો હોય બુરૂ બખ્ત.
એવું વાંકી પીઠનું છે આં આસમાન,
જો નરમી દેખાડી તો પાંમશે ઝીયાન.
છે ફરતી આં ગેતીના એવાંજ કામ,
ખુશાળી ફેરવશે ગમીમા તમામ.
એવી રીતે નઝદીક અફ્રાસેયાબ,
ગયા લઈ ઝરદ મોંહ, અને આંખે આબ.
આવ્યો પાદશાહની તે પાસે અગર,
દીલેર, હાથ બાંધેલો, ને ખુલ્લે સર.
કહયું શાહે અય બુરા બેહુદાં સર!
કાં આવ્યો છે તું આં ઝમીં મુલક પર?

દોઆઓ કરી, કે અરે શહરયાર !
ઘટે, રાસ્ત શુ છે ? તે શોધે લગાર.
ન મુજ મરઝીથી આવ્યો આં [1]પેશગાહ,
નથી કોઈનોણી એ કામે ગુનાહ.
આવ્યો ભુંડોની જંગે, ઈરાંથી ખાસ,
આવી લાગો તુરકી જશનગાહ પાસ.
ગુમઈ ગયલાં બાઝ એક માટે મુકામ,
મેં ખોયા સગા સાથીઓને તમામ. ૨૦૧૪
ગયો સુવા એક સર્વ નિંચે મુદામ,
સુરજથી બચાવતો જે છાંયો તમામ.
આવી એક પરી, પાંખો ખુલ્લી કરી,
સુતેલોજ મનેતા બગલમા ધરી.
જુદો પાડી ઘોડાથી લાવી તે રાહ,
કે જ્યાં શાહની બેટીની આવી સેપાહ.
તે વિખાયા જંગલની ચોખુટ સવાર,
ને ગઈ મુજ કણેથી અમારી અપાર.
આવ્યું છત્ર એક દુરથી તુરકી ખાસ,
ધર્યુંતું સવાર તુરકીઓએ ચોપાસ.
નવી એક અમારી તે નિંચે હતી,
જે પર ઢાંકી રેશમની ચાદર અતી.
હતી જેમાં સુતેલી પુતળી ચહર,
ધરી તાજ પોતાનું તકીયા ઉપર.
તુરત યાદે શયતાં, પરીએ કરી,
સવારોમાં આવી હવા સમ વરી.
બેસાડયો અમારીમાં મુજને મગર,
ભણી કાંઈ મંતર તે ખુબચહર પર.

[1] ૧–કચેરી.

અફરાસ્યાબના મેહેલે પોંહચ્યું તેવાર-
સુધી, આંખ થાય ન ઉંઘથી બેદાર. ૨૦૧૫

હતો વાંક મારો ન એમા રતી,
મનીઝેહુબી એ કામમાં ના હતી.

બેશક તે પરીએ ઉંધું વાળ્યું બખ્ત.
કે જાદુ મારી ઉપર અઝમાવી સખ્ત.

સમજ્યા તે શાહ તુરકીએ આં મુખન,
ભર્યું કીને દીલ જુના દર્દે તદન.

દીધો જવાબ અફ્રાસેયાબે મગર,
શીતાબી કીધીચ બદ દીને તું ઉપર.

તું તે છે, જે ઇરાંથી ગુર્ઝો કમંદ,
ધરી જંગમા નામ ચાહતો બુલંદ.

ઓરત સમ હવે જોડી મુજ પાસે દસ્ત?
કરેચ ખાબની વાતો, થઈ ગોયા [1]મસ્ત?

ખોટી વાતો અઝમાવીને તું મગર,
છોડવવાને માંગે છે મારેથી સર?

કહયું ત્યારે બેઝને અય શહરયાર,
સમજ વાત એક મારી થા હોશીયાર.

ભુંડો દાંતે, ને શેરો પંજે, નિદાન,
હરેક જગ્યે લડવાને છે શકિતવાન.
દીલેરોબી શમશીરો, તીરો, કમાન-
થી, લડવા છે શત્રુઓથી શકિતવાન. ૨૦૧૬

મગર એક બંધ હાથનો ખુલ્લે તન,
તથા એ,કને પોલાદી [2]પયરાહન.
લડે કેમ સિંહ તેઝ પંજા વગર?
ગમે એવું હોય દીલ જંગી અગર?

૧-છાકટ. ૨-ચાને બખ્તર.

જોવા શાહા ચાહતો હોય મારી અગર-
બહાદુરી, આં અંજુમનમા મગર.
તો ફરમાવ ઘોડો, ગુરઝ, એક ઝગર,
સવાર ચુંટ હઝાર તુર્કથી નામવર.
હઝારેથી એક જંગ મયદાંન રહે-
જો જીવતો, તો મુજને નહીં મર્દ કહે.
સુની વાત બેઝનથી એ, તો ખફા-
ની, ફેંકી નઝર તેની ઉપર સફા.
કીધી એક નિગાહ ગરસીવઝનીબી પાસ,
ને બોલ્યો, આં સમજી તેની વાત ખાસ.
નથી જોતો, બુરો ઈમન આં મગર?
હજી ચાહે છે બહુ બદી મુજ ઉપર?
બુરાઇનું દુઃખ નાપસંદ હોય તેમ,
શરમ માટે શોધેચ હવે જંગ એમ.
પગો હાથ બાંધેલો જા લઈ મગર,
એને જલ્દી હયાંથી હવે દુર કર, ૨૦૧૭
શુળી ત્યાર દર્વાઝે ફરમાવ ત્યાં,
હરેક ગમથી સઉ આવે ને જાય જ્યાં.
ઊંધાં બખ્તને શુળી જીવતો ચઢાવ,
ન એ માટે કંઇ વાત મુજથી ચલાવ.
કે જેથી ઇરાંનીઓમાંથી મગર,
તુરાં તર્ફ કરશે ન કોઇ નઝર.
ગયા ખેંચી પાસેથી અફ્રાસેયાબ,
દીલે ઝખ્મી દુઃખથી, બે આંખો [1]પુરાબ.
તુટાં દીલે આયો બેઝન [2]દર બહાર,
પેઠા આંસુના દાદવે પગ તેવાર.

૧-પાણીથી ભરેલી. ૨-દરવાઝા.

તો બોલ્યો અગર દાવરે મારે સર,
લખ્યું બુરી હાલતે મરવા, મગર–
નથી શુળી, કે મોંતથી, હું ઉચાટ,
દીલેરે ઈરાંનો છે બસ ચણુચણાટ.

મને શતરૂ નામર્દ ગણશે તદન,
કે ચઢયું, વગર ઝખ્મે શુળી બદન.

શાહી ખ્યાલોના મુજ નેયાગાનો પાસ,
મને મળશે ઠપકો મરણ બાદ ખાસ.

જશે રહી રવાન આય મારૂ તો હયાં,
પીદરની શરમથી જશે કેમ ત્યાં? ૨૦૧૮

રે હાય! મારા શત્રુ થશે શાદતર,
ઉમીદે દીલી ફળશે મુજ તન ઉપર.

રે હાય! શાહ, અને ગેવનો ચેહેરો શું!
રે હાય! દુર જંગી, દીલેરોથી, છું!

રે હાય! મુજ જવાંમર્દી, ને મારૂ નામ!
રે હાય! ખાણ, ખાવું, ને મારો આરામ!

રે હાય! કે તે મારો પીદર પહલવાન!
જુદાઈમાં મારી થશે નાતવાન!

રે હાય! કે નથી તેને મારી ખબર!
કે પડયો છું આં જગ્યે ઝખમી જીગર!
રે હાય! કે પીદરને નથી એ ખબર,
કે બેઝન જશે જાનથી સર બ સર.
રે હાય! મોઢું કુમળાયું " મારૂ સખ્ત,
ફર્યું કાં હશે મારૂ ઉલટું આં બખ્ત?
રે હાય! મારા સાથીઓ એકજ ઉમર,
જશે જાણી, જીવના આં ગમથી અગર.

તો મરશે જળી તેઓ દુઃખી જીગર,
થશે ખ્વાર રડતા મારા હાલ પર.
કરે મેહેર મુજ પર જો દાદાર પાક,
ને થાયે લડાયેક તન ના હલાક. ૨૦૧૯
જો બક્ષીસ કરે દાદગર તન ઉપર,
તો થાય ઝારી દીલ શત્રુના ખુને તર.
તું જા અયે હુવા મુલ્કે ઇરાં મુદામ !
બુલંદ શાહા પાસે લઇ મુજ પયામ.
ગોસ્તહમ, ને ગોદર્ઝ, ને ગેવ, દીલેર,
ફરીબોર્ઝ, અને તુસ, રોહહામ શેર.
ઇરાંની દીલેરોને દે તું ખબર,
અને કર પછી ઝાબુલેસ્તાં ગુઝર.
ને રૂસતમને કર તુર્ત મારી ખબર,
કે બાંધે તે કીનામા જેથી કમર.
કહે બેઝન ઊપર છે સખ્તી તદન,
છે સિંહના પગો નિંચે તેનું બદન.
કહે મુજથી દેશવાદી ગોદર્ઝ પાસ,
ઇઝત ગઇ છે ગુરગીંના કામોથી ખાસ.
કે નાખ્યો છે આફતના ફાંદામા બસ,
નથી કોઈ જોતો હું ફરીયાદરસ.
ને ગુરગીનને કહે, ઓ મુંરખ પહલવાન ?
શું દેશે મને જવાબ બીજી જેહાન ?
ભલઇ બહુ કીધી તારેથી મેં મથી,
કદી કોઇએ કોઇ સાથ કીધી નથી. ૨૦૨૦
તે બદલે બદી તેં કીધી હાલમાં,
કે નાંખ્યો બલાની મને જાલમાં.

તું ધારતો હતો એ, કે હું તારૂ કામ-
ને કર્તુંકો, કહીશ જંગીઓને તમામ.

બીધો તારી નામર્દીથી તું નિદાન,
તો ચાહયું કપાવા આં જીવ ને રવાન.

હવે ગેવ સાંભળશે મારો હેવાલ,
તો જોશે ન તુને ઘણુંએક સાલ.

તે ગુમ કરશે તુજ નામને આં જહાન,
ખોલાસે બુરા વાત સરદારો બ્યાન.

પુકારી ને જીવથી થયો તે નિરાસ,
ઘટે તુને વાંચી અજબ થાય ખાસ !

તેનીં જવાંની બખ્શી ખુદાએ નિદાંન,
તોડયું તેના એવા વિચારોનું ધ્યાન.

## પીરાને અફ્રાસેયાબ પાસેથી બીઝનની ઝીંદગી બચાવવા માટે દરખાસ્ત કરવી.

ખોડયો લાકડાં માટે ખાડો ઝબર,
નસીએ પીરાં પડયો દુરથો નઝર.

આવી લાગો વીસેહનો પીરાં તે ધાગ,
કમરબંદ તુરકી જોયા રાહ તમામ.

શુળી એક ઉભી ત્યાં કીધેલી બુલંદ,
જે શુળીએ વળદાર ઝુલતી કમંદ. ૨૦૨૧

શુળી સાની ? પુછયું તે તુર્કોને ગર,
છે દીલ શાહે તુરાં ખફા કોણ પર ?

કહે ગરસીવઝ, કાજ બેઝનને છે,
આવ્યો શાહનો થઇ શત્રુ ઇરાંથી જે.

આવ્યો મારી ઘોડો તે બેઝનની પાસ,
જોયો તન ઉઘાડે, દીલે ઝખમી ખાસ.

પીઠે હાથ બે બાંધેલા જાણે [1]સંગ,
ને મોં સુકકું, ચેહેરે ઉડી ગયલો રંગ.

પુછી વાત કે હયાં તું આવ્યો શું કામ ?
શું ઇરાંથી લોહી રેડવા આવ્યોચ મુદામ ?

કહયું તેને બેઝને સરવે બયાન,
બુરા દોસ્તથી જે ગુઝર્યું નિદાન.

પીરાં વીસેહને આવી તે પર મહર,
રેડયાં આંસુ, બે આંખથી મોં ઉપર.

કહયું શુળી દેતા નહીં થોડીવાર,
એને હયાંજ રેહવા દીઓ તમ લગાર.

કે એક વખ્ત જેથી મળુ શાહ પાસ,
બતાઉ નેક બખ્તી તણી રાહ ખાસ.
ફેરવતો નહીં સર તે હુકમે પીરાન,
કહયું જેથી કે અયે ; ભલા પહલવાન ! ૨૦૨૨

થોભાવીશું એને હમો બેગુમાન,
કદી રહનુમા થાય તુ પહલવાન.
કે માર્યો ઘોડા પીરાં વીસેહે ખાસ,
શીતાબીથી આવ્યો તુરાં શાહ પાસ.

 ૧–પત્થર,

ગયો મહલમા  તે બની એક ગુલામ,
શાહાની  હઝુર હાથ બાંધી મુદામ.

ને દોડયો  પીયાદો તેના તખ્ત પાસ,
અફ્રાસયાબને  દઈ દોઆ સખ્ત ખાસ.

ઉભો  તખ્તની પાસ જઇ બેગુમાન,
વઝીર  પાકીઝાહ રાહાબરના સમાન.

ગયો સમજી શાહ. કોઈ ખાહેશ નિદાન,
ધરાવી  ઉભો  છે સ્વતંત્ર પિરાન.

હસી બોલ્યો, કહે શું છે ખાહેશ યાર ?
છે મુજ પાસે તુજ  આબરૂ બેશુમાર

અગર ચાહે ઝર, કે ગોંહર,  તું અગર,
અગર પાદશાહી,  કે લશકર, મગર.

છુપો રા,ખતો  નહી તુંથી મારો ગંજ,
ઉઠાવે છે તું પોતે  કાં એવો રંજ ?

એ સમજીને  શાહનો પુંજારી પીરાન,
ઝમીન તુર્ત ચુંમી,  ઉભો બેગુમાન. ૨૦૨૩

જગા જાવીદાં  તક રહો તારી તખ્ત,
નહીં તખ્ત વિન કોઇ જગો લે તું બખ્ત.

શાહો ગેતીના  તુજ સેતાયશ કરેચ,
નુરી સુર્યબી  તુજ નેયાયશ કરેચ.
જે જોઇયે તે છે તારાં બખ્તે આં વખ્ત,
શું ઘોડા,  નફ્રર, હાથનું ઝોર સખ્ત.
ન જોઇયે કશું  મારે માટે નિદાન,
ભીખારી ન કોઇ તારા નોંકર  મિયાન.

તારી  પાદશાહીથી  આબાદ છું,
બુઝર્ગોમા  હું ઉંચ  બુનીયાદ છું.

કરૂચ ગમ, કે કોઇ આં આરામને-
પડી આડે, ગુમ નાં કરે નામને.
પછી કહે એ સિંહ ધરનારા તાજવર !
ભલો બોધ મારો કબુલ એક કર.
ન આં બીઝને નામવરને તું માર,
જેનો શાહા દાંના છે એક હોશીયાર.
કરેચ કીને સ્યાવક્ષ તાઝો, મગર ?
તુરાંમા કીનો જંગ નાંખેચ દીગર ?
શું આગળ તું શાહને નહીં કંઇક વાર ?
દીધીતી ઘણું કામે નસીહત અપાર ? ૨૦૨૪
જો મુંજ વાત ના પેશ આવી અગર,
તો મેં હાથ ઉઠાવ્યો એ કામે મગર.
કહયું, ટાંપ ના પીસરે કાઉસને,
ન કર શત્રુ રૂસતમ અને તુસને.
છે સ્યાવક્ષ કયાંની તુખમનો મગર,
કરયો, પ્યારનો તુજ, કમરબંદ કમર.
કચડશે ઈરાંના હાથીઓને પગ,
અને સાંધે સાંધાઓ કરશે અલગ.
તે કીનામાં બેજાન કંઈએક થશે,
ડટાઇ ઘણું ખાક અંદર જશે.
ઘણી ઓરતો ફરશે ખાવીંદ વગર,
તથા થઇ જશે કમ ઘણાં શેર નર.
કમ અકલે સિયાવક્ષ માર્યો મગર,
મેળવ્યું તેં અમરૂતમા લઇ ઝહર.
મગર શું ભુલ્રી તું ગયો ગેવ શેર ?
ને સરદારે પેહેલવાન રૂસતમ દીલેર ?

નથી જોઇ બદી શું ઇરાનીઓથી ?
કીધી છે જે શેહેરે તુરાનીઓથી ?
ઘોડાઓને પગ તુરકીના બેહૂ ભાગ-
કચડયા, નસીબ ઉંધુ વાળ્યું અથાગ. ૨૦૨૫
હજી સામના ઝાલની તેગ અણી,
નથી મ્યાનમા બેઠી સુખે ઘણી.
તેવાંમા તો રૂસતમ ઉડારે છે સર,
ઉછાળે છે ખુંન આફતાબે ઝબર.
તું કીનાને શોધે છે શાંન્તિમા ફુલ,
ઝહરનું સુંઘેચ બેહુદાપણથી પુલ.
અગર ખુન બેઝનનું કરશે આં વખ્ત,
તો ધુળ ઉડશે કીનાની તુરાને સખ્ત.
તુ શાહ અકલમંદ, ને છીયે હમ નફર,
તારાં દીલની આંખોને ખુલ્લી તું કર.
નઝર કર, બદી તેં બીછાવી અટળ ?
શું ચાખ્યું તેનું શાહે ઇરાંથી ફળ ?
તેવામાં કરે છે તું ખાહેશ દીગર,
ચાહેચ ફળ, બલાના તું ઝાહાડે ઝબર.
થશે કીનો બેવડો, ટકાશે નહીં,
અરે શાહા ! ગેતીના માલેક, અહીં.
વધુ તુંથી ગેવની ન કોઇને પિછાન,
મગર જંગી સમ, રૂસતમે પહલવાન.
ને કેશવાદી ગોદર્ઝ પોલાદી [1]ચંગ,
નબીરા લીધે આવશે કરવા જંગ. ૨૦૨૬
ઓ શાહ ! ગેવ છે તેજ આં કીનાવર,
નાની વાતો મોટી કીધી તું ઉપર.
ઓ શાહ ! માન બંદાની નસિહત બુલંદ,
તારાં દીલના જુસ્સાને તું રાખ બંદ.

૧–ચુંગલ.

પડયું તેઅ આતશ ઉપર તેના આબ,
દીધો જવાબ, ને બોલ્યો અફ્રાસેયાબ.
કીધું બેઝને શું, નથી તે ખબર?
ઇરાં, ને તુરાં, મુજ થયો ઝર્દ ચહર.
નથી જોતો? બેટીબી આં બેહુંનર?
જેથી આવી રૂસવાઈ આં ઝઇફ સર?
ઝનાનાની મુજ સર્વે બાનુના નામ,
ગયાં પર્દાથી અંજુમનમા તમામ.
શરમથી આં, મુજ પર હંમીશાં મુદામ,
હસી કરશે મુલ્કો, ને લશકર, તમામ.
અગર તેનો મુજથી બચી જાએ જાન,
ખુલ્લી જાએ ચોગમથી મુજ પર ઝબાન.
પડે રેહેવું રૂસવાઇથી, દર્દથી,
રડી આંખોએ આંસુઓ ઝર્દથી.
દોઆ તે ઉપર કીધી પીરાને સખ્ત,
કે અય રાસ્ત કેહનારા શાહ નેક બખ્ત! ૨૦૨૭
એમજ છે, તું બોલે છે શાહ જેમ આય,
ન તે માંગતો નેક નામી સિવાય.
તો પણ મારા આં નેક ખ્યાલો ઉપર,
કરે મારો સરદાર ઉંડી નઝર.
તેને બાંધીએ લઈ એવા ભારે બંદ,
જેથીતો કરે ફાંસી, મરવું, પસંદ.
લીએ બોધ જેથી ઈરાનીઓ ગર,
ન બાંધે ફરીથી બદી પર કમર.
તારાં કયેદખાને જે બાંધ્યા તમામ,
કીતાબે નથી આવતાં તેના નામ.
એવું જોઇ સરદારે કીધો વિચાર,
મલ્યું શાહનું દીલ વાત પર એ જેવાર.

વઝીર રેહનુમાથી, અને નેંક બખ્ત-
થકી, શાહનો દબદબો, દીપે છે તખ્ત.
કહયું ગરસીવઝને એ શાહે તે વખ્ત,
સિયાહ ગાર, કર ત્યાર ને બેડી, સખ્ત.
બે હાથો તેના ઝનજીરે કસ બુલંદ,
ગોયા બાંધે રૂમી પુલો જેવા બંદ.
જડી લઈ તે અંદર ખીલાઓ ઝબર,
તેને સરથી કે પગ સુધી બંધ કર. ૨૦૨૮
પછી ઉંધે મસ્તક તેને નાંખ ચાહ,
ફરી ના શકે જ્યાં કે ખુરશીદ માહ.
જા લઈ એને, [૧]અકવાંનનો સંગ ઝબર,
જેને જગના સાહેબે દરિયે અગર.
છે ફેંકેલો જંગલમા ચીની મગર,
તે લાવી કીનો લે તું બેઝન ઉપર.
ખેંચાવ સંગ હાથીઓ જંગીથી ગર,
જે ઢાંકે છે અરઝંગની ચાહનું સર.
તે લાવી તેના ગારનુ ઢાંક સર,
રડી હોશ ખોય ત્યાં સુધી થોભ ગર.
પછી ત્યાંથી મેહેલે, પેલી નાંબકાર-
મનીઝેહ, લજાવ્યું જેણે કુળ અપાર.
સવારોને લઈ તેને તારાજ કર,
તે કમબખ્તના સરને બેતાજ કર.
કહે તેને અયે લાંનતી સુમ બખ્ત,
નથી ઝેબ દેતું તુને તાજ તખ્ત.
નમાવ્યું તેં સર મારૂ શાંહો મિયાન,
અને ખાકમા તાજ ફેંકયું નિદાન.
ઉંઘાડી ઘસડ ગાર તક તેને સખ્ત,
કહે ગારમા જો, જેને જોયો તખ્ત. ૨૦૨૯

૧—યાને અકવાન દેવનો પત્થર.

હતી [1]બાહાર તેની, તે થા ગમગુસાર,
તુરંગ સાંકડીનો બની ચોકીદાર.
તુરત દેજે બેઝનને લઈ જઇ મગર,
રહે ત્યાં, રડી બેહુ પાંમે ગુઝર.
અપંગ આંખ જંગે થતે મારી બસ,
તો છુટતે આં જોવા શરમનો દીવસ.
ગયો ગરસીવઝ તે કણેથી મુદામ,
કીધું તે બદઅંદીશનું કહેલું કામ.
ખેંચી શુળીથી [2]બેઝનેગેવને ખાસ,
અને લાવ્યા બાંધેલો તે ગાર પાસ.
સીકડયો તેને પગ સુધીથી તે સર,
રૂમી સાંકળો હાથમાં ને કમર.
લોહારોએ પોલાદી ખીલા મુદામ,
જકડયા હથોડાથી ભારે તમામ.
ઉંધો ફેંકીઓ ગારમા તે બુલંદ,
કીધું પત્થરે ગારનું મોહુ બંદ.
પછી ત્યાંથી મેહેલે તે બેટી તણાં,
આવ્યો ગરસીવઝ લઈ સવારો ઘણાં.
મનીઝેહના કાને પુગી એ ખબર,
તો આંખોના આંસુથી ધુયો ચહર. ૨૦૩૦
કીધો ગંજ તારાજ તેનો લઈ,
ને ઠેળીઓ શાહી ખઝાને ગઇ.
મનીઝેહને ' ચાદર દીધી એક મગર,
પગો બે ઉઘાડા, કીધી ખુલ્લે સર.
તેને ખેંચી દોડાવી લાવ્યો તે ગાર,
બે આંખો ભરી ખુને, ચેહેરો બહાર.

૧–વસંતના બાહાર જેવી પ્યારી. ૨–યાને ગેવના બેઝનને.

કહયું તેણીને જો આં માલો મકાન,
થજે કયેદીની દારોગા જાવેદાન.

ફર્યો ગરસીવઝ ગારથી તે જેવાર.
મનીઝેહ સુખે દુઃખે થઇ ભાગીદાર.

ફરતી સારાં જંગલે, કરતી પુકાર,
દીવસ એક રાત એક થઇ જો પસાર.

પછી આવી રડતી પેલા ગાર પાસ,
કીધો હાથ જાએ એવો માર્ગ ખાસ.

ઉઠાવતો સુરજ કોહોથી સર નિહાન,
તો માંગતી મનીઝેહ ઘરોઘરથી નાન.

ને કરતી તે એકઠાં, દીવસ સારો ખાસ,
કે લાવતી પેલા ગારની રાહા પાસ.

ને બેઝનને દેતી, ને રડતી અતી,
ઉંધાં બખ્તમાં એમ જીવતી હતી. ૨૦૩૧

દીવસ રાત ઝારી અને હાય ખાસ,
સદા કરતી ચોકી પેલા ગાર પાસ.

